

# પાતંજલ યોગદર્શન

અર્થાત્

# યોગપત્રાવલિ

ભાગ ૩ જો

(વિભૂતિ અને કૈવલ્યપાદ)

---

अयं तु परमो धर्मः यद् योगेनात्मदर्शनम्

(याज्ञवल्क्य)

आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञां लभते योगमुत्तमम् ॥

(व्यासदेव)

# ગીતાબંધુ ગ્રંથાવલિ

શ્રી નવિન મ. ભટ્ટ કૃત નીચેના પુસ્તકો આજેજ વસાવો. આ પુસ્તકો વિ. આપની પુસ્તકશાળા અધૂરી છે.

(૧) પાંતજલ યોગદર્શન અર્થાત્ યોગપત્રાવલિ ભાગ ૧ લો સમાધિ કિંમત રૂા. ૨-૪-૦ યોગવિદ્યાના અભ્યાસીઓ માટે આ પુસ્તક અજોડ છે. ઉજ્જવલ ચિંતન અને ચેતનથી ભરેલો અને રસમય પ્રવાહી શૈલીમાં લખાયેલો આ ગ્રંથ એક વખત વાંચશો તો તમને હાથમાંથી મૂકવા નહીં ગમે. અત્યાર સુધીના આ વિષ ગ્રંથોમાં આ ગ્રંથની ભાત અનેરીજ છે.

(૨) પાંતજલ યોગદર્શન અર્થાત્ યોગપત્રાવલિ ભાગ ૨ જો સાધન કિંમત રૂા. ૨-૮-૦ આ ભાગ પણ પ્રગટ થઈ ચૂક્યો છે

(૩) પાતંજલ યોગદર્શન અર્થાત્ યોગપત્રાવલિ ભાગ ૩ જો : કિ રૂા. ૨-૪-૦ આ ભાગ સાથે પાતંજલ યોગદર્શનની છણાવટ પૂરી થશે આ ગ્ર શકશો નીવડશે. યોગજિજ્ઞાસુઓ માટે આ ગ્રંથો અનિવાર્ય છે.

(૪) ઉપનિષદ્ ચતુષ્ટય (અર્થાત્ માંડૂક્ય, ઐતરેય, તૈત્તિરીય અને શ્વેતાશ્વ ઉપનિષદ્નો ભાષ્ય સહિત ગુટકો) : કિંમત રૂા. ૨-૮-૦ આ ગ્રંથ ગુજર આધ્યાત્મિક સાહિત્યમાં અપ્રતિમ છે આ વિદ્વાનું આર્ષહૃદય સામાને આર્ષ કરી મૂ એવું છે. વેદાન્ત વિદ્યાના અભ્યાસી માટે આ ગ્રંથ કેવળ અનિવાર્ય છે. એની માધુર અને અર્થલાલિત્ય અદ્વિતીય છે

(૫) ગીતા મનન ભાગ ૧ લો અધ્યાય ૧ થી ૯ કિંમત : રૂા. ૨-૪- ગીતા ઉપર આ અદ્વિતીય ગ્રંથ છે. એની સરલતા અને મૌલિકતા મનમોહન છે; ગુરુશિષ્યન પ્રશ્નોત્તરી રૂપે લખેલો આ ગ્રંથ ગીતાના રહસ્યને જાણવા કેવળ જરૂરી છે એની લલિ અને મનોરમ શૈલીથી મુગ્ધ થવાશે. ગીતા સાહિત્યમાં એનું સ્થાન અનોખું છે

(૬) ગીતા મનન ભાગ ૨ જો અધ્યાય ૧૦ થી ૧૮. કિંમત રૂા. ૨-૦- આ ગ્રંથ પણ પ્રગટ થઈ ચૂક્યો છે

પ્રકાશક,
શ્રી નલિન મ ભટ્ટ
એસ. ટી. કૉલેજ હૉસ્ટેલ,
રૂમ નં. ૨૦, ઍલ્ફિન્સ્ટનરોડ,
ધોબીતળાવ, મુંબઈ–૧

एको देवो देवकीपुत्र एव एकं शास्त्रं देवकी पुत्रगीतम्
एकोमन्त्रस्तस्य नामानियानि कर्माप्येकं तस्य देवस्य सेवा

સંવત ૨૦૧૦] —૦— [સને

કિંમત રૂા. ૨–૪–૦
પોસ્ટેજ જૂદું

મુદ્રક:
લલ્લુભાઈ ભ. પ્રભુસાર
નટવર પ્રિન્ટીંગ પ્રેસ
[illegible]

## અર્પણ

જેમના યોગમય જીવને મને

યોગમાર્ગ

દર્શાવ્યો

તે

**પરમ પૂજ્ય પિતાશ્રી**

ને

— ચરણે —

નલિન મ. ભટ્ટ

ૐ

# વિશેષ વકતવ્ય

આ સાથે યોગપત્રાવલિનો ભાગ ત્રીજો ગુજરાતની યોગ રસિક જનતા સમક્ષ રજૂ કરતાં આનન્દ થાય છે. આ ત્રીજા ભાગ સાથે યોગદર્શન સમાપ્ત થાય છે. ત્રણ ભાગમાં ગુજરાત સમક્ષ આ આર્ષગ્રંથને રજૂ કરી શકાયો એમાં પરમાત્માની જ અસીમકરુણા જોવી રહે છે. ગુરુદેવના અમોઘ આશિષોનું જ એ ફળ છે. એમ સહૃદયતાથી માનવું રહે છે. કેમકે આવ પવિત્ર ગ્રંથોમાં હૃદય સમાધાન કરવા માટે પણ ઇશ્વરાનુગ્રહ જ જોઇએ છે

યોગ સિવાય ઇશ્વરનો યોગ નથી યોગ સિવાય ભોગનો ત્યાગ નથી. યોગ સિવાય ભવરોગ ટળતો નથી. વ્યક્તિ કે સમષ્ટિ જીવનની ધન્યતાનાં દર્શન યોગ સિવાય કદી કોઇને સાંપડ્યાં જાણ્યાં નથી. કોઈ પણ યોગ સિવાય મોટો થયો સુણ્યો નથી. જીવનની તમામ મહત્તા જાણપૂર્વક કે અણજાણમાં થયેલી કે થતી જતી યોગ સાધનાની જ બલિહારી છે.

પ્રભુકૃપાએ જો આ યોગપત્રાવલિની બીજી આવૃત્તિનો શુભ અવસર સાંપડશે તો તે વેળા યોગના ઉપર વિસ્તૃત વિવેચના કરવાનો ઉમંગ છે. અત્યારે તો સ્થળ સંકોચે અહીં જ અટકવું રહે છે.

ગુજરાતી જનતા યોગવિદ્યાનો પૂરો લાભ ઉઠાવે અને તે દ્વારા ભારતવર્ષને અને ભારતદ્વારા જગતને નવી વિશ્વરચનાની ચાવી બનાવે એવો કોડ સેવી અત્યારે તો વિરમીએ છીએ.

પ્રભુકૃપા સૌને યોગ મળો એટલી પ્રાર્થના.

મુંબઇ
પ્રબોધિની એકાદશી
૨૦૧૦
તા. ૧૭-૧૧-૫૩

ૐ

# યોગપત્રાવલિ

( વિભૂતિપાદ )

## (૮૩)

પ્રિય ભાઈ!

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી યોગશાસ્ત્રનો સાધનપાદ પૂરો થયો. હવે એનો ત્રીજો પાદ–વિભૂતિપાદનો આરંભ કરીએ તે પહેલાં સાધનપાદનું વિહંગમાવલોકન ઉચિત છે. પહેલા પાદમાં યોગનું લક્ષણ આપ્યું. બીજા પાદની શરુઆતમાં યોગના જ અંગરૂપ, ક્લેશોને ક્ષીણ કરવામા પરમ ઉપયોગી એવા ક્રિયાયોગનું નિરૂપણ કર્યું. ક્લેશોનાં નામ, સ્વરૂપ, કારણ, ક્ષેત્ર અને ફળ પણ નિરૂપ્યાં ક્લેશ–મૂલક કર્મોના ભેદ, કારણ, સ્વરૂપ અને ફળ બતાવ્યાં. કર્મના ફળનું સ્વરૂપ અને કારણ ચર્ચ્યાં. એ ક્લેશો, ક્લેશો હોઈને જ ત્યાજ્ય છે. જ્ઞાન સિવાય ક્લેશોનો ત્યાગ અશક્ય. અને જ્ઞાન શાસ્ત્રને અધીન. અને એ શાસ્ત્રને હેય, હેયહેતુ, હાન અને હાનહેતુરૂપી ચાર વ્યૂહોમા વહેંચ્યું. વિવેકખ્યાતિને હાનોપાય તરીકે જોઈ. યોગનાં અંગોનાં અનુષ્ઠાનને અધીન વિવેકખ્યાતિની ઉત્પત્તિ જોઈ. યોગનાં અંગો પૈકી બહિરંગ–યોગને પરંપરાએ ઉપકારક એવાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહારરૂપી પાંચ અંગોનાં ફલસહિત સ્વરૂપનું વ્યાખ્યાન પણ કર્યું. આમ યમનિયમ યોગનું બીજ. આસન–પ્રાણાયામ એનો અંકુર. પ્રત્યાહાર એનું પુષ્પ. ધારણા–ધ્યાન અને સમાધિ એ યોગલનાં અમૃતફળો. આ અમરવેલનાં અમરફળો આપણને અને સૌને પરમાત્માની કૃપાથી મળો. અને તે પણ આજ જીવનમાં

આમ બીજા પાદમાં યોગનાં બહિરંગ સાધનોનું નિરૂપણ થયું. પણ કેવળ બહિરંગ સાધને યોગ સફળ ન થાય. અંતરંગ સાધનો–સાક્ષાત્ યોગનાં સાધનો તો હવે પછી આવે છે. બહિરંગ સાધનોનું આચરણ અંતરંગ સાધનો માટે યોગ્યતા અર્પે છે. આથી બહિરંગ સાધનો જે ન આચરે તે કદી અંતરંગ માટે લાયક ન બને. અને અંતરંગ સાધનો સિવાય યોગની સાચી મહત્તા ન સમજાય–ન અનુભવાય. અને યોગ જો ન મળે તો પછી પ્રાપ્તિમાત્ર પરિણામે અપ્રાપ્તિ જ છે. આથી હવે પછીના ગ્રંથમાં યોગના અંતરંગ સાધનની ચર્ચા ઉચિત છે

વળી પહેલા બે પાદોમાં ચર્ચેલા યોગ અને યોગના સાધનોનાં આચરણમાં જે મન્દ હોય તેમને તેના સાધનોમાં રુચિ ઉપજાવવી જોઈએ. રુચિ જન્મે તો આચરણ કરે. અને તે માટે અને તે રીતે યોગનાં સાધનરૂપ અનેક વિભૂતિઓનું નિરૂપણ કરવું ઘટે. સાક્ષાત્ જો ફળ અને મહિમા જોવા મળે તો માણસને શ્રદ્ધા ઉપજે. યોગ શ્રદ્ધામૂલક છે. અને શ્રદ્ધા અનુભવમૂલક છે આથી યોગના જો સાક્ષાત્ ચમત્કારો જોવા મળે તો મન્દને પણ ઉત્સાહ અને શ્રદ્ધા ઉપજે આથી જનતાના કલ્યાણ અર્થે ભગવાન પતંજલિ આ ત્રીજા પાદમાં યોગની વિભૂતિઓનું પણ વર્ણન આપે છે. યોગનાં અંતરંગ સાધનો વિભૂતિને જન્માવવામાં કારણરૂપ છે. વળી એ અંતરંગ સાધનો એકબીજા સાથે કાર્યકારણભાવે સંકળાયેલ છે. અને એ સાધનો તે ધારણા, ધ્યાન અને સમાધિ. એ ત્રણેમાં પણ યોગના અંગના અનુક્રમ મુજબ હવે ધારણા પહેલી આવે છે. આથી ત્રીજા-વિભૂતિપાદના પ્રારંભમાં ક્રમે આવેલી ધારણાનું લક્ષણ આપતાં ભગવાન પતંજલિ કહે છે કેઃ—

देशबन्धः चित्तस्य धारणा ॥ १ ॥

ચિત્તસ્ય=વિષયનો સંબંધ ઓછો થયેલ હોઈને તત્ત્વપ્રેમી ચિત્તસત્ત્વનો દેશબન્ધઃ=દેશ અને ઈશ્વરના મુખ્ય સ્થાનભૂત નાભિચક્ર, હૃદયપુંડરીક, મૂર્ધજ્યોતિ વગેરે આધ્યાત્મિક અને ચન્દ્ર, સૂર્ય, અગ્નિ વગેરે આધિદૈવિક વિષયોમાં વૃત્તિમાત્રરૂપે જે સંબંધ—એટલે કે તદાકાર જે વૃત્તિ તે ધારણા= ધારણા નામનું યોગાંગ કહેવાય છે.

અર્થાત્ મનની અમુક વિષયવિશેષમાં જે તદાકાર વૃત્તિ તે ધારણા. હવે વધારે સ્પષ્ટતાથી સમજવા યત્ન કરીએ. પ્રત્યાહારની સિદ્ધાવસ્થાને લીધે ઇન્દ્રિયોનો જય થઈ ચૂક્યો છે—ઇન્દ્રિયો ચિત્તના સ્વરૂપની થઈ જવાં પ્રતિનિગ્રહ કરવાનું જતન હવે અંદર કરવાનું આવી ગયું છે. એટલે કે ચિત્તને વિવિધ પદાર્થો—અનાત્મથી ઉઠવાનું, તર્જિત થવાનું, અનુકૂળ જેવા સદા વિક્ષેપાત્મક થવાનું હવે કારણ રહ્યું નથી. રજોગુણ અને તમોગુણનાં આવરણો ખસી ગયેલાં હોઈને હવે ચિત્તમાં સત્ત્વગુણનો જ મહત્ ઉદય થાય છે. આમ વિક્ષેપની જમાવટ હવે છૂટી છે. ચિત્તની પરમશુદ્ધિ નજીક છે. અત્યાર સુધી અંતર્મુખતા હવે સ્થિરપણે પ્રકટવા લાગી છે. અને આથી તત્ત્વજ્ઞાનનું દર્શન કરવા માટે, તત્ત્વ જાણવા માટે યોગી લાયક બન્યો છે પ્રત્યેક આત્મામાં [illegible] સ્થાન ઉપરાંત આપણે [illegible]

રાખતાં તત્ત્વો હવે સ્વરૂપે દિગંબર અગર તો શ્વેતાંબર થઈ રહે છે. હવે તેમને આરપાર વીંધી જોવાની દૃષ્ટિ યોગીને પ્રાપ્ત થઈ છે. આથી હવે તેણે વસ્તુમાત્રનાં સ્વરૂપ જ્ઞાન માટે ફક્ત તે વસ્તુમાં ચિત્તને પરોવવાનું જ બાકી રહે છે. જ્યાં ચિત્ત ચોંટાડયું ત્યાં પાટલાઘોની માફક દૃઢપણે તે ચોંટી જાય છે. હવે ફક્ત વિવેક કરવો રહે ચિત્તને ચોંટાડવાના આશ્રયનો.-વિષયનો અને આ વિવેકનું જ પ્રકરણ હોઇને એવો યોગી હવે ઉચ્ચતમ અને શુભ આશ્રયોમાં ચિત્તને અટકાવે છે. હવે એને તત્ત્વજ્ઞાનમાં રસ હોઇને તત્ત્વના પણ તત્ત્વરૂપ આત્મા અને પરમાત્માના તત્ત્વજ્ઞાન માટે તાલાવેલી લાગે છે. આથી એવો યોગી હવે હૃદયમાં-કે નાભિચક્રમાં-બ્રહ્મરંધ્રમાં કે ભ્રમધ્યમાં ચિત્તને ચોંટાડે છે. ચિત્ત ત્યાં નિરાકુલપણે દીર્ઘકાલ સુધી ચીટકી બેસે છે. અને તે તે સ્થાનમાં નિવાસી અધિષ્ઠાતા તત્ત્વને વિષે નિઃશંક જ્ઞાન મેળવી લે છે. ક્વચિત્ સૂર્ય ચન્દ્ર વગેરે આધિદૈવિક સ્થાનોમાં ચિત્તને નિરાકુલપણે વૃત્તિમાત્રથી બાંધી દે છે. વૈજ્ઞાનિક લોકો આવા હોય છે. આદર્શ પ્રાપ્તિ માટે ઝઝૂમતા નરવીરો આદર્શમા દીર્ઘકાળ ધારણા કરે છે. વિચાર વીરો વિચારમાં દીર્ઘકાલીન ધારણા સાધે છે. તત્ત્વજીજ્ઞાસુ વીરો તત્ત્વમાં ધારણા સાધે છે. અને એવા બધાય જીવો માનનીય છે. તેમા પણ અધ્યાત્મ દેશ વિશેષમાં ધારણા સાધનારાઓ વધુ પૂજ્ય છે. કેમકે તેમને તત્ત્વપ્રીતિ છે. અનાત્મ ધારણાથી તેમને ઉબ આવી છે. બસ. આમ શાસ્ત્રીય અને મનને ઇષ્ટ એવા આધ્યાત્મિક તત્ત્વમાં મનને પરોવી તેમાં દીર્ઘકાલ સુધી સ્વેચ્છાએ મનને રમતું મૂકી દેવાની જે ભવ્ય કળા છે તે ધારણા છે. ચોકખાં મનને તો એજ વિનોદ પસંદ પડે છે. કુલીન મનનો ખવાસ ખુબ ઊંચો હોય છે. આથી પ્રત્યાહારની ભૂમિકા સુધી ચઢી ચૂકેલો યોગી હવે સ્વેચ્છાએ મનને ઉત્કૃષ્ટ વિવેકદૃષ્ટિએ ઉચ્ચતમ ભૂમિકાએ ઠેરવે છે. અને તન્મય થઈ જાય છે. કરોડો લોકોના ઉપર પ્રેમનું શાસન ચલાવનારા તમામ સંતપુરુષો ધારણાસિદ્ધ હોય છે. ધારણા અને એની પછીની યોગભૂમિકાએ માનવનો મહિમા અનાવૃત થવા માંડે છે. એની મૌલિક મહત્તાનું ઉદ્‌ઘાટન થવા માંડે છે. શાસ્ત્રોમાં આ ધારણાના આશ્રય તરીકે પરમાત્માનાં સુંદર મૂર્ત સ્વરૂપો બતાવ્યાં છે. શ્રીમદ્ ભાગવતમાં તો ઠેર ઠેર ભક્તોને દર્શન આપતા પરમાત્માને ધારણા માટે જેવો આશ્રય જોઇએ તેવા દર્શાવ્યા છે અને તે કેવળ સત્ય છે. વળી ધારણાનો વિષય અને પ્રયોજન જો બરોબર સમજાય તો સર્વધર્મસમન્વય સાધી શકાય! મૂર્તિપૂજાનાં મહત્ત્વ અને સૌંદર્ય કળાય. મૂર્તિપૂજા ભક્તવત્સલ ઋષિઓની મહાન શોધ છે. એટલુંજ નહીં

ભૂતમાત્રમાં રહેલી પરમાત્માની પ્રેમલ પ્રતિમાને સમજવાની એનાથી યોગ્યતા આવે. મૂર્તિપૂજાનો પડકાર કરવા પાછળની તુચ્છતાનો સચોટ ખ્યાલ આપે. સાકાર પછીજ નિરાકારમાં કેમ જવું ઘટે કેમ ભૂમિકાક્રમેજ જવું ઘટે એ સમજાય! અને ઋષિઓની માનવહિતૈષિતા તથા દિવ્યદૃષ્ટિની ગૂંથણી સમજતાં અહોભાવ ઉપજે. હાં. પાષાણની મૂર્તિનાં ધ્યાન ધરી ધરીને માનવ જો પાષાણજ થઈ જતો હોય તો તે તો સમજની વિકૃતિ છે. એમાં સિદ્ધાંતનો વાંક નથી. અને સમજની વિકૃતિને તો કદી નભાવી ન લેવાય. પણ એ બહાને જો મૂળ સત્ય જ વધેરાઈ જતું હોય તો તે ન થવું ઘટે. એટલું ધારણાનો મૂળ સિદ્ધાંત સમજાવે છે. યુગે યુગે અને વર્ષે વર્ષે જગતના ભાગ્યવિધાતાઓ જે આદર્શનું પુનરુચ્ચારણ કરે છે અને કરાવે છે તે પણ ધારણાનોજ એક આકાર વિશેષ છે. ટૂંકી સ્મૃતિવાળી માનવજાતને રોજ રોજ આદર્શનું સ્મરણ કરાવવું પડે છે તે પણ ધારણાનોજ–વ્યાપક પ્રયોગ છે. "સત્ય બોલો, અહિંસા પાળો, ચોરી ન કરો"–વગેરે સનાતન ઉપદેશો સનાતન કાળ–કાળના અંત સુધી સંભળાવ્યાજ કરવાની જરૂર રહે છે તે પણ ધારણાનોજ વ્યાપક વિનિયોગ છે. આમ વ્યક્તિ અને માનવજાતિને માટે જીવનવિકાસમાં ધારણા કેવળ અનિવાર્ય છે. પણ તે યોગાંગ ધારણાજ હશે. નહીંતર એજ ધારણાનો ઉપયોગહીન અને કનિષ્ટ હેતુઓને સાધવાને માટે પણ થાય છે જ! એકજ પ્રકારની અને માત્રાની મહેનત, વિષયફેરે ક્યાં તો ભ્રષ્ટ કરે છે કે ક્યાં તો ઉચ્ચ જીવનમાં પ્રતિષ્ઠિત કરે છે. અને આથીજ ધારણાનો આશ્રય–વિષય કેવળ શુદ્ધ હોવો ઘટે. વિભૂતિયોગ ગીતાનો ૧૦ મો અધ્યાય, ધારણા માટે બહુ પ્રકાશક છે. મહર્ષિ વ્યાસદેવ "तद्गुणसारत्वात्" સૂત્રમાં પણ એજ કહેવા માંગે છે! આમ નિશાળ જીવનમાં ધારણાનો આત્મલાભ કેવી રીતે ઉઠાવવો તે સ્પષ્ટ થશે. ઠીક તો. આજે તો અહીંજ વિરમું. ૧૧ વાગ્યા છે, અને આ ઉપરાંત પણ હજુ કેટલાંક કામો સાથનાં પડેલાં પતાવવા રહે છે. પ્રભુકૃપાએ આગળ હવે પછી—

લિ૰ ભાઈના હિતનંદન.

# (૮૪)

પ્રિય ભાઈશ્રી,

પરમાત્માની કરુણાથી ભાગવતી કથા ચાલે છે. વિધિનિષેધ સિવાયની કથા છે એટલે એમાં સમયમર્યાદા ખાસ નથી. હજી તો માહાત્મ્ય ચાલે છે. આપણા વડવાઓ પાસે આદર્શને વ્યવહારુ બનાવવાની એક ભારે આવડત હતી. ઊંચામાં ઊંચી તત્ત્વસમજને સામાન્યમાં સામાન્ય જનતાની પહોંચમાં લાવવાની એક અનોખી કળા હતી! ગીતા ભાગવત વગેરે મહાનગ્રંથો પ્રત્યે જનરુચિ પેદા થાય, એ પેદા થયેલી રુચિને કર્તવ્યમાં વાળવા માટે એ લોકોએ કેવો સરસ અને ચિત્તગ્રાહી ઉપાય યોજ્યો છે! એ ઉપાય તે માહાત્મ્ય. માહાત્મ્ય એટલે આજની પરિભાષામાં કહીએ તો ગ્રંથાવલોકન–સમાલોચના. પણ આજની સમાલોચના ગ્રંથકર્તાની શક્તિ–અશક્તિ, કલા–અકલા ગુણદોષ વગેરે પ્રત્યે કેવળ અહોભાવ કે ધિક્ભાવ પેદા કરીને અટકી જાય છે. જીવનગ્રંથો પ્રત્યે ભક્તિભાવ પેદા કરવાની અને તેમને રોજિંદા જીવનમાં વ્યાપક કરવાની એમાં કળા નથી! લોકમાનસને કલ્યાણી પ્રીતે જકડી રાખવાની આવડત વડવાઓ કને પુષ્કળ પ્રમાણમાં હતી. અને આખા પ્રજાજીવનનો જીવનપ્રવાહ કલ્યાણકારી મર્યાદાઓના તટમાં વહેવરાવી રાખવાની એ અનોખી કળાએ ભારતીય સંસ્કૃતિને કાળગ્રસ્ત થતાં અટકાવવામાં મદદ કરી છે. જીવન સમસ્તને સ્પર્શતા મહાગ્રંથોની આગળ પાછળ માહાત્મ્યોનાં પ્રકરણો જોડી સમગ્ર જીવનના મહા સિદ્ધાંતો સાથે લોકજીવનનો નિરન્તર સંપર્ક વડવાઓએ જારી રાખ્યો છે! ભાગવતનું માહાત્મ્ય જે ઋષિએ લખ્યું હશે તેની પ્રતિભાને ધન્ય છે! તેનાં દર્શનને છે. તેની સર્વગ્રાહી દૃષ્ટિને ધન્ય છે. તેની લોકહિતૈષિતાને ધન્ય છે. તેની લોકમાનસને પકડવાની કળાને ધન્ય છે. ભાગવતની માફક જ એનું માહાત્મ્ય પણ સનાતન સમાધિ ભેળી જ છે. શી એની ગૂંથણી! શા એના પવિત્ર અને ઉદાત્ત ભાવો! શી એની હૃદય સ્પર્શવાની તાકાત! શી એની સંકલના! કેવા સનાતન સિદ્ધાંતો! ભાઈ! કોણ જાણે ક્યારે એવી કલ્યાણી પ્રતિભા આ દેશમાં પાછી પાંગરશે? ક્યારે આ દેશ અભાવિભાવમાં વ્યવહરનાં શીખશે! ઋષિમુનિઓનો કેટલો કલ્યાણી વારસો છે! એ માહાત્મ્યના યથાર્થ સમજપૂર્વકના શ્રવણ કે કથનથી વિશાળ જીવન પ્રત્યે સુંદર રુચિ જાગે છે. હૃદય બીલોરી કાચ જેવું નિર્મળ અને કુલીન બને છે. માણસના હૃદયના અગાધ ઊંડાણમાં અટૂલી અટવાની મંગલભવના બહાર ડોકીઆં

કરે છે. અને આપણી મૌલિક મહામહિમતા પ્રત્યે આપણને આદરભાવ ઉપજાવે છે. તેના તરફ આપણી શ્રદ્ધાને દઢ કરે છે. અસ્તુ. માહાત્મ્યમાં ધારણા જાતને મહાન બનાવે

ગઈ કાલે ધારણાનું લક્ષણ અને સ્વરૂપ 'આપણે જોયું'. એના પછી ધ્યાન નામનું યોગાંગ આવે. આ ધ્યાન ધારણા દ્વારા જ સિદ્ધ થાય છે. આથી હવે ધ્યાનનું લક્ષણ આપતાં ભગવાન સૂત્રકાર કહે છે.

**तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥**

तत्र=તેમાં એટલે કે ધારણાના વિષયમાં—આલંબનમાં જે प्रत्ययैक्तानता= તે આલંબન–ધ્યેયના આકારરૂપ થઈ ચૂકેલા ચિત્તનો વિજાતીયવૃત્તિથી અસ્પૃષ્ટ એવો જે સજાતીયવૃત્તિનો એકસરખો પ્રવાહ તે ध्यानम्=ધ્યાન કહેવાય છે.

અથાત્ ધ્યાન એ ધારણાનો જ પ્રકર્ષ છે. ધારણામાં શાસ્ત્રીય વિષયો પૈકી ઇષ્ટ વિષયમાં ચિત્તનો વૃત્તિસ્વરૂપે સંબંધ હોય છે. ધ્યાનમાં તે વિષયને લગતી વૃત્તિનો એકસરખો પ્રવાહ વહેતો હોય છે. એ પ્રવાહ હોય ત્યારે તેમાં વિજાતીય વૃત્તિનો ઉદય હોતો નથી. પણ એક જ પ્રકારે અને એક જ વિષયને લગતી વૃત્તિનો ઉદય અને અસ્ત, ઉદય અને અસ્તરૂપી પ્રવાહ અખંડ ધારાએ વહેતો હોય છે.

અર્થાત્ ધારણાદ્વારા ચિત્ત ઇષ્ટ વિષયમાં બંધાઈ જાય છે. પાટલાઘોની પેરે ચોંટી જાય છે. અને અહીં સાત્વિક ચિત્તની જ વાત છે. ચિત્તની સાત્વિકતાને લઈને પ્રસન્નતા, સ્ફુર્તિયુક્તતા, પ્રવાહિતા, સુખમયતા, પ્રકાશમયતા, લઘુતા, પ્રસરણશીલતા વગેરે સ્વાભાવિક થઈ જાય છે. આવું ચિત્ત. ધ્યેયમાં સ્થિર તો હોય છે જ. અને ચિત્ત છે તો ક્ષણપરિણામી. આથી ધ્યેયમાં સ્થિર છતાં તે પ્રતિપળ પરિણામ તો પામતુંજ રહે છે. પણ અહીં સાત્વિક વૃત્તિનુંજ પરિણામમાં પુનરાવર્તન થતું રહે છે. અને તે પણ ધ્યેયાકાર સાત્વિક વૃત્તિનું કે એ વૃત્તિના સહચર ભાવોનુંજ વારંવાર, અણુઅટક, પવિત્ર, સંસ્કુરણ થતું રહે છે. જેમ જેમ તે વૃત્તિઓનું પુનરાવર્તન થાય છે તેમ તેમ તેના સંસ્કારો દઢ બનતા જાય છે. તેના સહચારી ભાવોનું સ્કુરણ પણ કાયમી થતું જાય છે. અને ધ્યાનના અભ્યાસબળે તે વૃત્તિ અને તેની સાથેના ભાવો સહજ થઈ જાય છે! આ વૃત્તિ અને તેની સાથેના ભાવો સહજ પ્રવાહી થતાં તેની

Potentiality=પ્રસુપ્ત તાકાતો છતી થાય છે. તેવા માણસમાં ચુંબકત્વ આવતું જાય છે. લોહચુંબક જેમ લોખંડના વ્હેરને તેમ તેવો માનવ સમાન ધ્યેયવાળા પવિત્ર જીવોને, તેમની વૃત્તિઓને અને ભાવોને દૂરદૂરથી પણ સ્વાભાવિક બળે આકર્ષતો રહે છે! મહત્તા માત્ર ધ્યાનનીજ અંશકલા છે. અભ્યાસબળે એ ધ્યાન પરમાત્માને પણ આકર્ષે છે. એમાં ઉંમરને કે બીજી કોઈ વાતને નિસ્બત નથી. ધ્યાનયોગી બાળક ધ્રુવે ૭ વરસની ઉંમરે સામાન્ય રીતે અણનમ પરમાત્માને પાંચ મહિનામાંજ નમાવ્યા હતા. આકર્ષ્યા હતા. છતા થવાની ફરજ પાડી. અને એ કલ્પના નથી. કેવળ સત્ય છે. ઉપનિષદ સાહિત્યમાં તો ધ્યાનનાં ખૂબ ગુણગાન ગાયાં છે. અને તે સત્ય છે. ત્યાં તો વસ્તુમાત્રને ધ્યાનસ્થજ ઋષિએ જોઈ છે! ઋષિ કહે છે.–ध्यायतीव पृथिवी, ध्यायतीवान्तरिक्षं, ध्यायतीव द्यौः ध्यायन्तीवापः, ध्यायन्तीव पर्वताः ध्यायन्तीव देवमनुष्याः–આત્મધ્યાનનું સર્વત્ર દર્શન, સર્વત્ર આત્મધ્યાનની છાયા, એજ ધ્યાનની આકર્ષક કાન્તિ છે ને! એનુંજ નામ દૃષ્ટિસૃષ્ટિવાદ. યોગાંગ ધ્યાનની વિશેષતા અને મહત્તા એ છે કે એમાં કેવળ સત્યની આરાધના છે. તત્ત્વનીજ એમાં સ્ફુર્તિ છે. અસત્યનો કે આરોપણનો કે અતત્વનો એમાં ગંધ પણ નથી. અને આ ધ્યાન વસ્તુના દર્શન માટેનું અંતરંગ સાધન છે. જેણે વસ્તુતત્ત્વનું દર્શન, અવધારણ, નિરૂપણ કે આચરણ કરવું હોય તેણે ધ્યાનયોગી થવું જ જોઈએ. ધ્યાનયોગ સિવાય દર્શન નથી. અને ધ્યાનયોગનું મહત્ત્વ અપાર છે.

માનવજાતિ જો ધારણામાં ધ્યાન રાખતાં શીખે તો? ફરજોના અવિકૃત ખ્યાલોમાં આપણું ધ્યાન હોય તો? આદર્શોમાં અને તેના અમલમાં આપણે સજાતીય વૃત્તિનો, પ્રવાહ અભંગપણે રાખતા હોઈએ તો? માનવજાતિએ ભગવાન પતંજલિ પાસે હજી ઘણું શીખવાનું છે એમ નથી લાગતું? દુનિયાના કેળવણી વિધાયકોએ ભગવાન યોગસૂત્રકારને ચરણે બેસી સાચી કેળવણીના અ બ ક ડ શીખવા જેવું નથી? સમાજ વિધાતાઓએ એની પાસે વિનમ્રપણે બેસીને ઉપદેશ લેવા જેવો નથી? મુત્સદ્દીઓની દૃષ્ટિફેર માટે પતંજલિ ભગવાન આરાધવા જેવા નથી? અને વિવેકગરજુ જીવે ધ્યાનનો વિષય પરમાત્માનેજ બનાવવા જેવો નથી? બ્રાહ્મી સ્થિતિ જો માનવનો આદર્શ હોય તો ધ્યાન તેને માટે એકમાત્ર ઉપાય છે! પરમાત્માની કરુણાથી આપણને સૌને ધ્યાનયોગની સહજ અવસ્થા મળો અને મુક્તદર્શનની મહામઝા માણવાની યોગ્યતા હો. વધુ અને આગળ અનુકૂળતાએ હવે પછી.

લિ૦ ભાઈના હેતનંદન.

# (૮૫)

પરમ પ્રિય ભાઈ!

તા ૩-૮-૫૦ ને દિવસે ભગવાન પતંજલિનો ભેટો થયેલો પછી ખાસ્સા નવ દિવસો વહી ગયા! આમ એળે જતા સમય માટે ખેદ તો જરૂર થાય! જિંદગી પણ મોટે ભાગે એળે જ જાય છે! શું થાય? આપણો ક્યાંયે પૂરો કાબૂ જ નથી! છતાંય નફ્ફટ જીવ અભિમાન નથી તજી શકતો! ગમે તેટલું વધ્યા-છેવટે માણસ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ છે! વિરાટને બાથ ભીડવા મથતો માનવ ભવ્ય જરૂર છે પણ તે છેવટે માનવ જ છે! માનવ સર્વજ્ઞ અને સર્વશક્તિ થવા સર્જાયો જ નથી! એ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ રહો ફક્ત એના અલ્પજ્ઞાનનો વિષય જાણવા જેવું જે હોય તેજ હો માનું છું કે આવું હોય તો પછી માણસના જ્ઞાનની અને શક્તિની ક્ષતિથી તેજ છે! નવ દિવસ પતંજલિના વિયોગમાં જ ગયા-અલ્પત્વનો જ મૂંગો અનિવાર્ય સ્વીકાર છે અસ્તુ

ગયા પત્રમાં, શાસ્ત્રીય ધારણાના વિષયમાં, વિજાતીય વૃત્તિ સિવાયનો, સજાતીય સાત્વિક વૃત્તિનો પ્રવાહ-તેલની ધાર જેવો અભંગ પ્રવાહ-એટલે ધ્યાન એ આપણે જોયું ધ્યાનમાં ધ્યેયને લગતી આપણી સાત્વિક અને આથી જ સત્ય સમજનો બોધમાર્ગ ઉદય અને અસ્ત પામ્યા કરે છે એકધારી ધ્યેયને વરેલી સમજનો અનિરુદ્ધ બોધ માણસના હૃદયમાં રહેલાં પ્રચંડ જ્ઞાન અને ક્રિયાશક્તિને પ્રકટ કરે છે એ ધ્યાનનો જ પ્રકર્ષ-છેવટની હદ તે સમાધિ છે સમાધિ કાર્ય છે ધ્યાન તેનું કારણ છે એ સમાધિનું લક્ષણ આપતા સૂત્રકાર કહે છે

**तदेव अर्थमात्रनिर्भासं स्वरूपशून्यं इव समाधिः ॥ ३ ॥**

तदेव=તે પૂર્વે કહેલું ધ્યાન જ अर्थमात्रनिर्भासं=કેવળ ધ્યેય સ્વરૂપે અવભાસતું હોઇને જ્યારે स्वरूपशून्य इव=ધ્યેયના સ્વભાવના આવેશને લઇને, પોતાના પ્રત્યયાત્મક રૂપથી જાણે શૂન્ય થાય ત્યારે તે समाधि=સમાધિ કહેવાય છે

અર્થાત્ ધ્યાનનો પ્રકર્ષ તેજ સમાધિ છે સમાધિ ધ્યાનની છેવટની હદ છે ધ્યાનમાં ત્રણ વસ્તુઓ હોય છે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એટલે ધ્યાનમાં જે એકાગ્રતા હોય છે તેમાં ત્રણ વસ્તુનું ભાન-હોય છે ધ્યાન કરનારને

પોતાની અસ્તિનુ ભાન હોય છે ધ્યાનનો જે આકાર એટલે કે ધ્યેયને લગતી સમજ-જે વૃત્તિ તેનુ ભાન હોય છે અને જેનુ ધ્યાન કરતો હોય તે વસ્તુ-ધ્યેયનુ પણ ભાન હોય છે આમ ધ્યાનમા ત્રિવિધભાન હોય છે અને તેટલા પૂરતુ ધ્યાન પૂર્ણ યોગ નથી સમાધિમા એક કદમ આગળ વધવાનુ છે સમાધિ અવસ્થામા જે એકાગ્રતા હોય છે તેમા ફક્ત ધ્યેય પદાર્થનુ જ એકમાત્ર ભાન હોય છે અર્થાત્ ધ્યેય પદાર્થનોજ ચિત્તમા પરિપૂર્ણ આવેશ હોય છે એટલે કે ધ્યેયનો જે સ્વભાવ-સ્વરૂપ-ગુણ-ધર્મ તેનો અને તેનોજ ફક્ત ચિત્તમા આવેશ હોય છે અર્થાત્ સમાધિકાળની એકાગ્રતામા ધ્યાતા પોતાની અસ્તિ પણ વિસરી જાય છે ધ્યાનનો આકાર પણ જાણે વિસરી જાય છે જાણે વિસરી જાય છે નો અર્થ એટલોજ કે તે વેળા ધ્યાન-સાત્વિકવૃત્તિનો અંશ ગૌણ બની જાય છે નહીંવત્ થઈ જાય છે ધ્યાનની વૃત્તિ નથી રહેતી એમ નથી રહે છે પણ ધ્યેયનો સ્વભાવ જ ચિત્તનો પૂરો કબજો લઈ લે છે પોતાના સ્વરૂપે તેને પૂરો રગી દે છે અને આથી જાણે ધ્યાતા અને ધ્યાન એ કાળે વિસરાઈ જાય છે ફુલની માનો સ્ફટિકમા લાલાશ ઘુસી જાય છે સ્ફટિકની ધવલતાને બદલે જે આ ફુલના આવેશને લઈને લાલિમા દેખાય તેજ ફુલનો સ્ફટિકમા આવેશ છે સ્ફટિકની ધવલતાનુ તિરોધાન અને લાલિમાનુ ધારણ એજ સ્ફટિકનો સ્વરૂપત્યાગ છે તેજ રીતે ધ્યેય પદાર્થના સ્વરૂપ-ગુણ-ધર્મ-સ્વભાવનો ચિત્તમા પ્રતિકારા જે આવેશ તે આવેશ જ્યારે પરિપૂર્ણ થાય ત્યારે જાણે ચિત્ત પોતાનુ સ્વરૂપ ખોઈ બેસે છે અને કેવળ પદાર્થાકારે ભાસે છે ત્યમ આ પદાર્થાકારે ચિત્તનુ ભાસવુ એનુ જ નામ સમાધિ છે

સમાધિનો સિદ્ધાત જરા સમજી લઈએ ધ્યાન અવસ્થા એ સાત્વિકવૃત્તિની એકતાન એકાગ્રેયને વળગતી અવસ્થા છે ચિત્ત સાત્વિક હોઈને પ્રકાશપૂર્ણ તો હોય જ. જ્યા આવો સાત્વિક ધ્યેયને લગતો પ્રકાશ હોય ત્યા તે ધ્યેયના ઉપર પ્રીતિ પણ થાય જ અને જ્યા પ્રીતિ હોય ત્યા હૃદય-ચિત્ત-મન વણુનોનયુ પણ જાય જ પ્રકાશમા પ્રીતિ અને પ્રીતિમાથી નીતરુ સુખ જન્મે છે એ નીતરા પ્રકાશ પ્રીતિમય સુખના ઉપભોગ માટે ચિત્ત વારવાર ઝખે છે અને એ વાર વારની ઝખના ટેવરૂપ ધારણ કરે છે એ ટેવને તેણના તેના સસ્કાર દૃઢતમ અને તીવ્રતમ થતા જાય છે હવે ચિત્તમા રજોગુણ અને તમોગુણનો તો ઊભરો નથી અને સાત્વિકતાનો જ તેમા અનિરુદ્ધ ઉભરો છે આથી એવુ ચિત્ત પદાર્થમાનમા રહેલી સચ્ચિદાનન્દની જે ઝલક તેને સાખતુ થાય છે અને તેને લગતો તેનો પ્રકાશસમજ, પ્રીતિ અને સુખ

વધતા જાય છે અને નિયમ છે કે જ્યા સુખ હોય ત્યા ચિત્ત જાય જ પછી તો ધ્યેયમા તેને એનો આનન્દ આવે કે ધ્યાનાકાર વૃત્તિ અને પોતાનુ ધ્યાતા તરીકેનુ ભાન પણ તે અવસ્થાના પ્રકાશ–પ્રીતિ–સુખથી આડ આડખીલી જેવા લાગે છે આથી ધ્યેયના સુખાસ્વાદ અને સંભારણાની તીવ્રતાને લઇને ધ્યાતા પોતાને અને ધ્યાનાકાર વૃત્તિને પણ ધીરે ધીરે વીસરી જાય છે આમ સ્વની અને ધ્યાનાકારની ધ્યેયમા મઝા આવતી હો તે જે વિસ્મૃતિ, તે વિસ્મૃતિ ગાઢ બનતી જાય છે અભ્યાસબળે એ લગભગ શૂન્ય જેવી બની જાય છે બસ ધ્યેયના સતત સ્મારણાદથી ચિત્તની ધ્યેયાકારતા એટલે જ સમાધિ છે આ અવસ્થામા કેવળ શાંતિ હોય છે સમર્થતા હોય છે પ્રસન્નતા હોય છે રસના સાગરમા નખશિખ સ્નાન હોય છે અનિરુદ્ધ પ્રકાશ–પ્રીતિ અને સુખ હોય છે દીર્ઘકાળ, નિરન્તરપણે અને સત્કારપૂર્વક એનો અભ્યાસ થતા યોગીને સમાધિને લગતા કે સમાધિને ન લગતા પદાર્થમાત્રનો સાક્ષાત્કાર કરવાની અમાપ યોગ્યતા આવે છે એને જ સપ્રજ્ઞાત સમાધિ કહે છે આ સમાધિમા સત્સુખ હોય છે આથી તે શાશ્વત છે નિરન્તર છે સ્વાધીન છે અનન્ત છે આથી સમાધિ એ સાત્વિક ચિત્તની કેવળ સહજ અવસ્થા છે સમાધિને લગતા જનતામા ભળતા જ ખ્યાલો પ્રસરેલા છે એ ખ્યાલો દૂર થવા યોગ્ય છે આંખ મીંચીને બેસી જવાથી સમાધિ થઈ જતી નથી સમાધિ તો પ્રસન્ન–સત્ય જ્ઞાનની–નિર્વ્યાજ પ્રેમની–આત્માની આંતરિક વૃદ્ધિની, સ્વરૂપભૂત સુખની પ્રકટતાની સ્વાભાવિક અવસ્થા છે યોગવેલીનુ એ અમૃતફળ છે, એનો રસ ચાખ્યા પછી સૌ સુખસ્વરૂપ થાય છે એથી પ્રમાદ વધે છે કાઇ ગોપી નથી બનતુ એમ નથી આ સમાધિ અવસ્થા જીવનભર મેળવીને ચાલુ રહે એજ જીવમાત્રનો જન્મસિદ્ધ હક્ક છે આ હક્કનુ પ્રસ્થાપન કરવામા અને આમ કરી ભાગવામા જીવની નૌર્ષકથા છે એ હક્કને મેળવી ચુકેલા જીવોને માનવજાતિએ જ્યોતિર્ધર ગણ્યા છે ઇતિહાસે તેઓને કલ્પનાની પેરે જાળવી રાખ્યા છે કાળે પણ તેમની સમક્ષ પોતાની હાર કબૂલી છે મોત પણ તેમને મારી શક્યુ નથી સ્વય પરમાત્મા તેઓને આત્મયોજનાની પરિપૂર્તિમા નિમિત્ત બનાવે છે તેઓદ્વારા પરમાત્મા યુગાવર્ત જન્માવે છે યુગો ફેરવે છે યુગાન્ત આણાવે છે યુગસ્થિતિ સાચવે છે કારણ કે તેઓએજ જગતની યોજના મધમા મધ્યમા અને અતમા સત્ય, શિવ અને સુન્દર છે એમ જાણે છે એવા જીવોને માટે જ ભાગવતની સમાધિઓની કહે છે – ચરણ કમલનોહર –જેમા પરમાત્મા સ્વય સ્વરૂપના સમર્પણ કર

છે. માનવમતિએ ક્યાં સમાધિ રાખવી જોઈએ અને ક્યાં એ રાખી રહી છે તે આટલાં ઉપરથી સ્પષ્ટ થવું જોઈએ. પરમાત્મા સૌને સ્વરૂપમાં સમાધિ આપો એવી પ્રાર્થના કરીએ. ॥ ૩ ॥

આમ બીજા પાદમાં શરુ કરેલી અષ્ટાંગ યોગની ચર્ચા ત્રીજા પાદના ત્રીજા સૂત્રે પૂરી થઈ. માનવજાતિ માટે વ્યક્તિગત કે સમષ્ટિગત જીવનની સમગ્ર રૂપરેખા એટલામાંથી તારવી શકાય. અને એ અર્થમાં યોગશાસ્ત્રનું આ હાર્દ ગણાય. હૃદય ગણાય. એ હૃદયને છેલ્યું એટલે આપણે માટે બસ. હવે પછીના ગ્રંથમાં પ્રામંગચ્છન્ તૃણં સ્પૃશતિ ન્યાયે, યોગમાર્ગે કૂચ કરનારનાં ભયસ્થાનો; જે વિભૂતિ કે સિદ્ધિના મનોહર સ્વરૂપે આવીને, પ્રભુપ્રાપ્તિમાં-સ્વરૂપ સાક્ષાત્કારમાં વિલંબ કરાવે છે, તે બતાવવાં રહે છે. તે ઉપરાંત આ લોક કે પરલોકમાં જેને ઐશ્વર્ય પસંદ છે એવા જીવોને પણ યોગ-માર્ગ અતિ ઉપયોગી છે એ બતાવવું રહ્યું. અને તે ફળ નિરૂપણેજ શક્ય થાય. વળી લૌકિક જગતનાં આશ્ચર્યો જેમણે જાણી જગતને જણાવી અક્ષય્ય કીર્તિ મેળવવી હોય તેને માટે પણ યોગમાર્ગ કામનો છે એ દર્શાવવું રહ્યું. આ બધું યોગી કરી શકે છે. અને વૈજ્ઞાનિક રીતે એ બધુંય શક્ય છે. એ બતાવવું એ હવે પછીના ગ્રંથનો સામાન્યપણે વિષય છે. ઐશ્વર્ય કે વિભૂતિમાત્ર ધારણા-ધ્યાન અને સમાધિને અધીન છે. આથી હવે આગળના ગ્રંથમાં એ ત્રણનો વારંવાર ઉલ્લેખ આવશે. વારંવાર એ ત્રણનો ઉલ્લેખ ગ્રંથનું ગૌરવ ફોકટનું વધારે. સૂત્રસાહિત્યને એ ન પાલવે. ઉપરાંત એ સાહિત્યને માટે એ ઉચિત પણ નથી. આથી હવે પછીના ગ્રંથમાં ધારણા ધ્યાન અને સમાધિ-એ ત્રણ વાતને સૂચવવા-એ ત્રણના પ્રયોગનું લાઘવ કરવા, યોગશાસ્ત્રને જાણીતી એવી એ ત્રણેની પરિભાષા સૂત્રકાર કહે છેઃ-

**त्रयमेकत्र संयमः ॥४॥**

एकत्र=એક વિષયને લગતાં त्रयं=ધારણા, ધ્યાન, સમાધિ संयमः=સંયમ કહેવાય છે.

અર્થાત્ હવે પછી જ્યાં જ્યાં ધારણા-ધ્યાન અને સમાધિ એ ત્રણેને એકી જગ્યાએ કહેવાના હશે, ત્યાં ત્યાં તે તે નામે ન કહેતાં તે બધાંને માટે એકજ સંજ્ઞા સૂત્રકાર વાપરશે. તે સંજ્ઞા તે સંયમ. અર્થાત્ સંયમ શબ્દ પારિભાષિક છે. અને યોગશાસ્ત્ર પૂરતો એનો, એકજ વિષયમાં ધારણા ધ્યાન અને સમાધિ એવો અર્થ છે. એ ત્રણે જો જૂદા જૂદા વિષયને લગતાં હોય તો 'સંયમ' નહીં કહેવાય. એકજ વિષયમાં એકી વખતે ધારણા-ધ્યાન અને સમાધિનેજ સંયમ કહેવામાં આવે છે. ॥૪॥

તો એ સંયમનો જય કરવાથી ફાયદો શો ? એનું ફળ શું ? કહે છેઃ-

**तज्जयात् प्रज्ञालोकः ॥५॥**

तज्जयात्=તે સંયમના જયથી प्रज्ञालोकः=સમાધિપ્રજ્ઞાનો આલોક નિર્મળતા થાય છે.

અર્થાત્ એકજ વિષયમાં ધારણા, ધ્યાન અને સમાધિની સ્થિરતા થતાં યોગીની સમાધિ-પ્રજ્ઞા-સમાધિ અવસ્થામાં મળતી તત્ત્વની પ્રકાશમય સમજ નીતરી થાય છે. અર્થાત્ યોગી જે વિષયમાં સંયમ કરે, અને તે સંયમ સ્વાભાવિક થઈ જાય, સહજ થઈ જાય ત્યારે તે વિષયને લગતી તેની સમજ તાત્ત્વિક થઈ જાય છે. નિર્મળ થઈ જાય છે. તેમાં ક્યાંયે શંકા કે સંદેહ રહેતો નથી. અવળી સમજની ગંધ રહેતી નથી. અર્થાત્ સંયમથી વસ્તુમાત્ર આપણી સુહૃદ થઈ જાય છે. અને પોતાનું આંતર રહસ્ય, પોતાનામાં રહેલી ગુપ્તતા, પોતાનું 'તત્-ત્વ'-પરમાત્મપણું સચ્ચિદાનંદપણું-આપણને અચૂકપણે કાનમાં કહી જાય છે. પરિણામે યોગીની તે વસ્તુને લગતી સમજ સત્ય અને નિર્મળ થઈ જાય છે! કોઈ પણ તત્ત્વ તેવા યોગી સમક્ષ પોતાની જાત છૂપાવી શકતું નથી. છેવટે અતિસૂક્ષ્મ પરમાત્માને પણ તેવા સમક્ષ પોતાની જાત ખોલી દેવી પડે છે-એ સિદ્ધાંત છે! એ સિદ્ધાંત હોઈને સંયમજય મેળવવા જેવો છે.

બસ-તો. આજે અહીં જ અટકીએ. સૌને સંભારણા—

લિ॰ ભાઇના હેતવંદન.

---

(૮૬)

પ્રિય ભાઇશ્રી,

કુશળ હશો. ગીનાગંધુ, શાળા, કૌટુંબિક, સામાજિક અને અંગત કામ ઉપરાંત આજકાલ શ્રીમદ્ ભાગવતની કથા ચાલે છે. એથી જીવ એકંદરે આનંદમાં રહે છે. ભાગવતનું માહાત્મ્ય જ હજી ચાલે છે. કથારસે હૃદય પુષ્ટ થાય છે. મન પ્રફુલ્લ રહે છે. અંતર વિશદ બને છે. સત્ત્વગુણ ઉભરાઈ આવે છે. જીવનને લગતી સમજ સુસ્પષ્ટ થાય છે. સૂક્ષ્મતમ તત્ત્વોને જનસુલભ કરવામાં, રસમય કરવામાં, કવિતાની પેરે સીધી અસર કરવામાં, કથા સાહિત્ય અનન્ય ઉપાય છે. મેલ ધોવા માટે એનાથી સારો

માણુ નહી હોય! શી ઋષિ-પ્રતિભાની લોકસ્વભનતા છે? આજે મહાકાવ્યને ઉચિત ઐતિહાસિક બનાવો ભારતમા બની રહ્યા છે પૃ ગાધીજી મહાકાવ્યના ચરિત્રનાયક થવા યોગ્ય છે પણ ગાધીજી જેવો મહાન આત્મા પણ ભૂનાઇ જશે એવી બીતિ છે કેમકે લોકસ્મૃતિ અતિટૂકી છે જ્યાસુધી ગાધીજીને કોઈ વ્યાસ વાલ્મીકિની પ્રતિભા જીવતા નહી રાખે ત્યાસુધી એ પુણ્યશ્લોક ચરિત્ર પણ વિસારે ભૂનાઈ જવાની નથી છે ભાગવતમા જે ધન્ય અને ભવ્ય ચરિત્રો છે-તે કાળના આક્રમણે પણ ટકયા છે-કારણુ? ઋષિઓએ એવા ધન્ય જીવનોની આજુબાજુ પ્રતિભાના વણાટકામ કર્યા છે! અમર આદર્શોને સદા અજર અને અમર રાખવાને અમર ચરિત્રો સરજ્યા છે! માનવે પોતાની મૌલિક મહાનતા જોવી હોય તો ભાગવતમા-ડોકીઆ કરે! ભાગવતમા નિરૂપેલા ચરિત્રો માર્ગદર્શન માટે જીવનદર્શન માટે સનાતન દર્પણો છે! કદી મેલા ન થાય એવા-કદી કાજળ ન ચડે એવા-કદી ન ભાગે એવા-સદા સુરેખ પ્રતિબિબ બતાવે એવા રાજકારણના રગે ચડેલી પ્રજાને, કે તેના નાયકોને ભાગવતાદિ મહાન જીવન ગ્રથો તરફ જોવા ફુરસદ ન હોય-તેની કદર કરવા અવકાશ ન હોય-એનો સનાતન લાભ લેવાની વૃત્તિ ન હોય, એ દ્વારા સમૃદ્ધ થવાની રુચિ ન હોય એ નરી કરુણતા જ છે! આજે ચોમેર આપણી ગદકી ધોવા માટે વ્યવસ્થિત પાયા ઉપર વ્યવસ્થિત ઉપાયો યોજાય છે કાનૂનો-આમલીના ઝાડ ઉપરના પાદડાઓ કરતા પણ વધુ કાયદાઓ-ક્ષણે ક્ષણે ઘડાય છે-અમલમા આવે છે અને જીવ તો જીવ-જીવન મેલુ જ રહે છે! કારણુ? ઉપાયો લોકમાનસને સ્પર્શે એવા નથી! રેડીઓ સ્ટેશનથી સુયોગ્ય વ્યક્તિઓ દ્વારા, આધુનિક જમાનાને અનુરૂપ રીતે ભૂતકાળને વર્તમાનમા વગાડી શકાય એવી રીતે, ભાગવતની કથા કેમ નહી થતી હશે? પોલીસની ફોજે, વકીલની ટુકડીએ કે કાયદાપોથીની પુસ્તકશાળાએ માનવજાત વશ નહી થાય! કેમકે એના રોગ માનસિક છે શરીર તો મનનુ વાહનમાત્ર છે આથી જૂનવાણી ગણાવાના આક્ષેપને વ્હોરી લઈને પણ કહી લેવા દો કે માનવ સાચી વ્યવસ્થા, સ્થિર શાતિ અને સભર જીવનની સમૃદ્ધિ ચાહતો હોય તો તેણે વિનમ્રભાવે ભાગવતાદિ મહાન ગ્રથોનો સામુદાયિક હૃદયસ્પર્શ મેળવવો ઘટે રેડીઓ ઉપરથી ભાગવતાદિના પ્રવચનો જો Relay થતા હોય તો છે તેના કરતા વધુ સારુ ભારત થયા વિના ન રહે ઋષિપ્રતિભાનો એ દિગ્વિજય છે કદાચ આ અરણ્યરુદન પણ હશે. માનવ નહી તો અરણ્યના પશુપક્ષી તરુલતાને પણ આ જાણવા જેવુ જ હશે એટલે ગૌણ નથી-ભાગવત યોગનુ મહાન પ્રાતિભ અર્જન છે!

ગઈ કાલે સયમ કોને કહેવાય-યોગશાસ્ત્રની પરિભાષામાં સયમનો શો અર્થ થાય છે તે આપણે જોયો એ સયમની સ્થિરતાથી એટલે કે તેના ઉપર સ્વાભાવિક જય મળવાથી જ્ઞાનનો પ્રકાશ વિસ્તૃત થાય છે એ પણ જોયુ તો એવા ફળવાળા સયમનો ઉપયોગ ક્યા? કયા અને શા સારુ એનો વિનિયોગ? આ પ્રશ્નનો નિર્ણય આપના ભગવાન સૂત્રકાર કહે છે–

**तस्य भूमिषु विनियोगः ॥६॥**

तस्य=ઉપર બતાવ્યા તેના ફળવાળા સયમનો भूमिषु=યોગની ભૂમિકાઓમા विनियोग=વિનિયોગ કરવો ઘટે છે

અર્થાત્ સયમનો ઉપયોગ છે અને મહત્ત્વનો ઉપયોગ છે ધારણા ધ્યાન અને સમાધિરૂપ સંયમનો ઉપયોગ ભૂમિકાઓ એટલે યોગની ઉત્તરોઉત્તર ભૂમિકાના જય માટે સિદ્ધિ છે સયમ બાહ્ય આભ્યન્તર પદાર્થ માત્રના તત્ત્વજ્ઞાન માટે ઉપયોગી છે માનો ને સંયમ તો એક Powerful Battery છે. માટે પારદર્શક–Battery છે જે વસ્તુ એ બેટરીના ગોચરમા આવી તે વસ્તુને લગતુ સપૂર્ણ સત્યજ્ઞાન ઘરમા બેઠા બેઠાં યોગીને થઈ જાય છે આથી આ અનન્ત યોગપ્રકાશરૂપી સંયમને સદા તૈયાર જ રાખવો રહે છે. ક્ષણે ક્ષણે એનો ઉપયોગ થઈ શકે છે! પ્રથમ પાદમા આપણે સવિતર્ક વગેરે યોગભૂમિઓ જોઈ આવ્યા છીએ આ સંયમ તે તે યોગભૂમિકાઓના ઉપર ચઢાણ કરવા માટે ઉપયોગી છે સૌથી પહેલા સ્થૂલ વિષયને લગતી સવિતર્ક સમાધિમા એનો વિનિયોગ તે ભૂમિકા હસ્તગત થતા પછી તેનાથી ઉપરની નિર્વિતર્ક સમાધિમા તેના ઉપર પણ કાબૂ આવતાં સૂક્ષ્મ વિષયને લગતી સવિચાર સમાધિમા. તેના ઉપર પણ અધિકાર મળતા તેનાથી પણ સૂક્ષ્મ એવી નિર્વિચાર સમાધિમા તેનો વિનિયોગ કરવો ઘટે છે નિર્વિચાર સમાધિ સહજ થઈ જતા એવા યોગીનો પ્રજ્ઞાપ્રકાશ અનિરુદ્ધ થાય છે આમ ભૂમિકાજયે આગળ વધવુ. પણ એવુ બને કે કોઈ જીવના ઉપર પ્રસન્ન થયેલ પરમાત્મા તેને સીધી ઊંચી ભૂમિકાએ પોતાની કૃપાએ જ ચઢાવે અગર તો કોઈ મહાનુભાવની પ્રસન્ન આશિષોથી ઉચ્ચતમ ભૂમિકાનો લાભ થાય તો તેવાને માટે આ ભૂમિનો ક્રમ નથી સિદ્ધાંત એ છે કે જે પાણીએ મગ ચઢતા હોય તે પાણીએ કોરડા મગના ચઢતા ભાવે આપણને નિસ્બત છે પાણી સાથે થોડી છે આથી આવો અનુગ્રહ જેના ઉપર નથી તેવાઓ માટે ભૂમિકાના ક્રમે ચઢાણ કરવામા સયમનો વિનિયોગ છે અમુક પછી અમુક ભૂમિકા આવે છે–એમ બાબતમાં યોગ જ યોગનો ગુરૂ

છે એટને પ્રયત્નશીનને સ્વયમેવ પોતે કરી છે અને હવે આ જનાનુ છે તે અતરમા સૂઝે છે અનુભવીઓ ગાઈ ગયા છે કે –

**" योगेन योगो ज्ञातव्य. योगो योगात् प्रवर्तते ॥**
**योऽप्रमत्तस्तु योगेन स योगे रमते चिरम् ॥ ९ ॥**

"યોગદ્વારા યોગ જાણવા જેવો છે યોગથી યોગ પ્રવર્તે છે જે યોગની સાથે પ્રમાદ કરતો નથી તે યોગમા ચિરકાળ સુધી રમે છે ' આ ઉપરાત પણ સયમ–યોગની પરિભાષાનો સયમ મહત્તા ઘણી જીવોએ મેળવવા જેવો છે આખા જગતને દોરવાનાં જેને ઉત્સાહ હોય તેણે આ સયમ કેળવવો જોઈએ આ સયમદ્વારા એવા જીવો ભૂતકાળને વર્તમાન સાથે સાંકળી તેમાથી ભાવિના સુસ્પષ્ટ ચિત્રો દોરી શકે છે જનતાને તે ચિત્રાનુસાર ચલાવી શકે છે અને પ્રગતિની અક્ષય કમાણી કરી શકે છે નિર્મળ પ્રજ્ઞા પ્રકાશનો પ્રભાવ અમલી થઈ પડે છે દુનિયાને જેણે જેણે આજસુધીમા દોરી છે જેણે જેણે ગઢ બનાવ્યા છે, જેણે જેણે દર્શનો આપ્યા છે જેણે જેણે ચિરકાળ પ્રભાવિત કરી છે તે બધાયમા આ સયમની નીચેનુ તત્ત્વ હતુ અને છે–ભાવિમા પણ હંમેશ યુગપ્રવર્તક પેદા કરનારા પુરુષોનામા આ સયમ અને તેનો વિનિયોગ સહજ હોય છે એ પૈકી પણ જેઓ ખૂબ ઊચી ભૂમિકાએ ઉપર નિરતર રહેતા હોય તેઓ સદેશ આપવા યોગ્ય હોય છે પરબ્રહ્મની પ્રાપ્તી માટે તેઓ લાયક બને છે પણ એ વાત ધ્યાનમા રહે બહારની દુનિયા માટે યોગીને સયમ જેટલો ઉપયોગી છે તેના કરતા કઈ અનેકગણો ઉપયોગી તે આતર–દુનિયા–હૃદયની દુનિયા માટે છે માટે એનો ઉપયોગ હૃદયની ગ્રથિના ભેદન માટે કરજે બસ તો આજે અહીંજ

નિ૰ ભાઈના હેતસ્મરણ.

---

## (૮૭)

**પ્રિય ભાઈશ્રી.**

૧૩–૮–૫૦ પછી પાછી આજેજ કલમ ચલાવ છે વચ્ચે ગીતામધુ અગેનુ થોડુ તાત્વિક કામ હતુ, તે આટોપ્યુ ઉપરાત બીજા અનેક કામો એકી સાથે ઉપાડવા રહે છે એને અનિચ્છાએ પણ આ તૂટવ્વા આવી જાય છે વળી કોઈ દિવસ Mood પણ નથી હોતો જો કે એવુ

ક્વચિત્ જ થતું હશે. કેમકે યોગવિદ્યા તો પ્રતિપળ Mood આપનારા વિદ્યા છે. એ તો ઇલ્મ છે. આથી Mood નો તો વાંક નજ કહાય! ધારેલી ક્ષણે મન ધ્યેયલીન થઈ જાય, વશ કરેલા ભૂતની માફક ઇષ્ટ કામ આપે, જરાપણ ઝૂઝે નહી, ચિમનીમાં રાખેલા દીવાની પેરે સ્થિરપણે સ્વપર પ્રકાશક થાય, સ્વસ્થ અને સમર્થ શાન્તિમાં નખશિખ ડૂબી જાય, અને આત્મલોકમાં–Hanging Garden માં સબ્યતી પેરે, મુક્ત વિહાર અનુભવે, કવિતાની પેરે રસથી નવરાવી મૂકે–આ તો યોગનું ધ્યેય હોવું ઘટે–છે. સ્વાધીન મનની સુશીલ અને સુઘડ લેડ–એસ, લલિત ગતિ અને રમણીય લીલયાલ માટે તો યોગ છે–અસ્તુ.

ગયા પત્રમાં ઉત્તરોત્તર ઉચ્ચ તત્ત્વજ્ઞાન માટે, બાહ્ય કે આંતર વિષયમાત્રમાં, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ સંયમનો વિનિયોગ થઈ શકે છે એમ જોયું. અહીં એક પ્રશ્ન સંભવે છે. બીજા પાદમાં યોગના આઠ અંગો બતાવ્યાં છે. આથી એ આઠે આઠ અંગો યોગનાં એકસરખાં ઉપકારક હોવાં ઘટે. અને જો એમ હોય તો પછી ધારણા, ધ્યાન અને સમાધિ–એ ત્રણનો જ યોગભૂમિમાં શાને વિનિયોગ? બીજાં પાંચનો કેમ નહીં? યોગાંગપણું તો આઠે આઠમાં સમાન છે. તો પછી આ ત્રણની જ અહીં પસંદગી કાં? જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**त्रयं अंतरंगं पूर्वेभ्यः ॥ ७ ॥**

કેમકે पूर्वेभ्यः=બીજા પાદને અંતે જેમનાં લક્ષણો આપવામાં આવ્યા છે તે યમ વગેરે પાંચ પહેલાં યોગાંગોથી त्रयं=ધારણા, ધ્યાન અને સમાધિરૂપી ત્રણ યોગાંગો अंतरंगं=અંતરંગ છે એટલે કે યોગનાં સાક્ષાત્ સાધનો છે. આથી એ ત્રણનો જ વિનિયોગ હોઈ શકે છે.

અર્થાત્ શંકા યોગ્ય છે. આઠે આઠ યોગનાંજ અંગો છે. પણ એ આઠમાં પણ કેટલાંક "आरात्" ઉપકારક છે, કેટલાંક સાક્ષાત્ ઉપકારક છે. "आरात्" એટલે પરંપરાએ ઉપકારક. સાક્ષાત્ એટલે સીધાં–લાગલાંજ ઉપકારક છે. જે સાધનો કે અંગો પરંપરાએ ઉપકારક હોય તે બહિરંગ સાધન કહેવાય. જે સાક્ષાત્ ઉપકારક તે અંતરંગ સાધન કહેવાય. વધુ સ્પષ્ટતાથી કહીએ તો જેનો સાધ્યવિષય એક સરખો તે અંતરંગ. જેનો સાધ્યવિષય એકસરખો ન હોય પણ ભિન્ન હોય તે બહિરંગ. અર્થાત્ યમનિયમ વગેરે પાંચ અંગો ચિત્તના મેલો ધોવામાં ઉપયોગી છે. તે દ્વારા ચિત્તના મેલો ધોવાતાં ચિત્ત સ્થિર થવાની યોગ્યતા મેળવે છે. અને તે દ્વારા

એ પાંચ અંગો યોગના ઉપકારક છે પણ એ પાંચ અંગોનો વિષય સમાન નથી જ્યારે ધારણાનો, ધ્યાનનો અને સમાધિનો તો વિષય એક જ છે યમાદિ પાંચનો વિષય ચિત્તશુદ્ધિ છે ધારણાદિ ત્રણનો વિષય શુદ્ધ થયેલા ચિત્તદ્વારા વસ્તુને લગતું તત્ત્વજ્ઞાન છે આથી ધારણાદિ ત્રણ જ યોગનાં સાક્ષાત્ સાધન હોઈને અંતરંગ સાધન છે અને તેથી જ તેમનો વિનિયોગ વિહિત છે યમાદિ પાંચનો નહીં

અર્થાત્ અહીં રહસ્ય આ છે યમાદિ પાંચ અંગો ચિત્તશુદ્ધિ અને ચિત્તસ્થૈર્ય પૂરતાં જરૂરી છે ત્યારપછી તત્ત્વજ્ઞાન માટેની યોગ્યતા તે સંયમ આપે છે આપણું ધ્યેય નિર્મળ તત્ત્વજ્ઞાન છે સંપ્રજ્ઞાત યોગ એ એનો ઉપાય છે ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ, સંપ્રજ્ઞાત યોગને સદ્ય જ કરી મૂકે છે આથી બહિરંગ સાધનોની સિદ્ધિએ પૂર્ણતા નથી સંપ્રજ્ઞાત યોગ એ આ વિષય પૂરતી પૂર્ણતા છે અને એના સાક્ષાત્ સાધન છે ધારણા, ધ્યાન અને સમાધિ ॥૭॥

આમ પ્રથમ સંપ્રજ્ઞાત યોગપૂરતું તો અંતરંગ સાધન નક્કી થયું પણ યોગમાં પણ મુખ્ય યોગભૂમિ તો અસંપ્રજ્ઞાત યોગની છે અને અસંપ્રજ્ઞાત યોગમાં કોઈ વિષય હોતો નથી એ ગુણાતીત અને ગુણથી અણમોડી અવસ્થા છે એટલે કે કેવળ સ્વરૂપાવસ્થિતિની અવસ્થા છે અને આમ હોઈને-એટલે કે નિર્વિષય હોઈને તેને સમાનવિષયતા જ નથી અને સમાનવિષયતા જ નથી તો પછી એ યોગના ધારણા, ધ્યાન અને સમાધિ એ અંતરંગ થાય જ નહીં! તો એનો શો નિકાલ? ભગવાન સૂત્રકાર કહે છે—

तदपि बहिरंगं निर्बीजस्य ॥८॥

તત્=તે ધારણા-ધ્યાન અને સમાધિરૂપ સંયમ અપિ=પણ—સંપ્રજ્ઞાત યોગનું અંતરંગ સાધન છે છતાં પણ નિર્બીજસ્ય=અસંપ્રજ્ઞાત યોગ-નિરોધ સમાધિનું તો એ બહિરંગ=બહિરંગ છે

અર્થાત્ યોગમાં પણ સર્વોચ્ચ ભૂમિકા તો નિર્બીજ એટલે કે અસંપ્રજ્ઞાત યોગની જ છે અને એ યોગ માટે તો ધારણા-ધ્યાન અને સમાધિ પણ બહિરંગ જ છે એટલે કે સાક્ષાત્ સાધન નથી કેમકે સંપ્રજ્ઞાત યોગમાં તો ધ્યેયાકાર ચિત્તવૃત્તિ હોય છે અને અસંપ્રજ્ઞાતમાં તો તે પણ હોતી નથી અસંપ્રજ્ઞાત યોગ ગુણસ્પર્શરહિત અવસ્થા છે સંસ્કારનો તેમાં નિરોધ હોય છે આથી વિષયભેદને કારણે ધારણા-ધ્યાન-સમાધિ ને

અસપ્રજ્ઞાત યોગનું સાક્ષાત્ સાધન નથી જ એ પરંપરાએ જ ઉપકારક છે જેમ યમાદિ પાંચ સંયમના ઉપર પરંપરાએ અનુગ્રહ કરે છે તેમ, સંયમ અસંપ્રજ્ઞાત સમાધિ ઉપર પરંપરાએ અનુગ્રહ કરે છે અસંપ્રજ્ઞાત યોગનું અંતરંગ એટલે કે સાક્ષાત્ સાધન તો પરવૈરાગ્ય એટલે કે જ્ઞાનની પરમ પ્રસન્ન અવસ્થા છે એ જ્ઞાનની પરમ પ્રસન્ન અવસ્થા, સંપ્રજ્ઞાત યોગની પછી લાગલી જ આવતી અવસ્થા છે અને આથી સંયમ પરંપરાએ નિર્બીજ યોગમાં ઉપકારક થાય છે અને સંયમ જો અસંપ્રજ્ઞાતનું બહિરંગ સાધન જ થતું હોય તો તે યોગ્ય જ છે અસંપ્રજ્ઞાતનું તેથી કશું બગડતું નથી ઉલટું એમાંજ એનું હિત છે ॥૮॥

આમ વિભૂતિ-યોગની સિદ્ધિઓમાં કારણરૂપ સંયમનું નિરૂપણ અહીં થયું સાથે સાથે યોગાંગો પૈકી ક્યાં અંતરંગ અને ક્યાં બહિરંગ સાધનો છે એનો પણ નિર્ણય આવ્યો બહિરંગ સાધનોને પહેલાં સિદ્ધ કરી પછી અંતરંગ સાધનોમાં લીન રહેવાનો વિવેક આના ઉપરથી સમજાયો હશે વ્યષ્ટિ અને સમષ્ટિને માટે કયો જીવનરાહ કલ્યાણી છે તે આના ઉપરથી સ્પષ્ટ થતું ઘટે બસ તો હવે પછીના સૂત્રોમાં વિભૂતિને અંગે કેટલાક વધુ પૂર્ણ વિચાર થશે અને એ પ્રકરણ નોખું જ ચર્ચાય એ ઈષ્ટ છે આથી આજે અહીંજ વિરમીએ

નિ૰ ભાઈના હિતવચ્ચન.

---

## (૮૮)

પ્રિય ભાઈશ્રી,

કુશળ હશો ચાતુર્માસના દિવસો છે, તેમાં પણ શ્રાવણ માસ વર્તે છે એટલે એ દિવસો તો તપના જ હોવા ઘટે ને? પ્રભુકૃપાએ આજકાલ સારે ભાગવતનું માસિક પારાયણ ચાલે છે શાસ્ત્રોમાં એ માસિક ભાગવત પ્રયોગને "ભક્તિપ્રદ" પ્રયોગ કહ્યો છે। એ દરેક હૃદયશુદ્ધિના ગરજુએ કરવા જેવો છે ભારતમાં જન્મી, હિન્દુ થઈ, જે ભાગવતની કથાથી અણમોટ્યો ગયો તે શું ગુમાવે છે તેની તેને ખબર નથી પવિત્ર ભાવોની સમૃદ્ધિ જો માનવની માંગમાં મોગી પૂછી હોય તો એ પૂર્ણની અનાયાસ પ્રાપ્તિ ભાગવત કરાવે બુદ્ધિનું સૌંદર્ય ખૂબ સરસ છે પણ હૃદયનું તો

અવર્ણનીય છે પરમાત્માને પામવા કે માપવા એકલી બુદ્ધિ બસ નથી હૃદય જોઈએ છે હૃદયદ્વારા જ પરમાત્મા પકડાય છે અને પરમાત્માને પકડવા માટે ભાવસમૃદ્ધ હૃદય જ જરૂરી છે બુદ્ધિનો દુકાળ તો ગમે તેમ સહેવાય પણ હૃદયનો ન સહેવાય! ભાગવતકારની તે પ્રતિજ્ઞા છે—" ઈશ્વર, सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभि शुश्रूषुभिस्तत्क्षणात्—પુણ્યશાળી અને સેવાપરાયણ શ્રોતાઓ કે પાઠકો ભાગવતદ્વારા તરત જ—વિનાવિલંબે ઈશ્વરને હૃદયમા પકડી-જકડી રાખે છે! આથી જ આજના, રોટીના રટણમા રામને વિસરી ગયેલ યુગને, ભાગવતની ઠીક ઠીક જરૂર છે When one needs bread give him not a stone જો સાચું છે તો Man shall not live by bread alone પણ તેટલું જ અને તેનાથી પણ વધુ સાચું છે! વ્યષ્ટિ કે સમષ્ટિના અમર આત્માને અમર ભાથું પણ તેટલું જરૂરી છે જેટલું રોટલું "दीर्घं पश्यत मा ह्रस्वं परं पश्यत माऽपरम्" નો મહાભારત બોધ સદા યાદ રાખવા જેવો છે આપણું દર્શન ह्रस्व બનતું જાય કે, 'अपर' બનતું જાય છે—આ હકીકત છે! એ હકીકતે—માનવના અગ્નિ ગૌરવે—માનવે લાજવું ન જોઈએ? 'दीर्घ' અને 'पर' દર્શનથી સંસ્કૃતિની જ્યોત અખંડ રહેશે અને સંસ્કૃતિની જ્યોતે માણસ જ્યોતિષ્માન્ છે આ ગૌરવ જાગને ભાગવત ભાવો—એવું ઇચ્છવું રહે કે માનો કે ન માનો—ગમે તે કોઈ કારણે—પણ આજે આપણે સૌ બુદ્ધિ—હૃદય અને પ્રતિભાની દૃષ્ટિએ વામણા થઈ ગયા છીએ! આપણા પુનરુત્થાન અને પુનરચનાના આ સંક્રાન્તિ કાળે યોગાદિ દર્શનગ્રંથો અને ભાગવતાદિ મહાગ્રંથોનો દેશકાળની દૃષ્ટિએ તલસ્પર્શી અભ્યાસ થાય તો ધૂમાયેલી દૃષ્ટિને ધોવા, ખોવાયેલી દૃષ્ટિને પાછી મેળવવા, અને વ્યવસ્થા માટે અકળાઈ રહેલા જીવનને સુવ્યવસ્થા આપવા એ ખૂબ ઉપયોગી થઈ પડશે આ મહાગ્રંથોની ઠીક ઠીક સેવા પછી આટલું સૂચવવાની હિંમત થાય છે

ગયા પત્રમા આપણે સંયમ વગેરેનું સ્વરૂપ જોયું હવે તે સંયમથી ઉપજતી વિભૂતિઓ—સિદ્ધિઓ વર્ણવવી રહી પણ તે પહેલા परिणामत्रयसंयमाद (યો ૩-૧૬) એ આગળ આવનારા સૂત્રમા ઉપયોગી નીવડનાર ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપી જે ત્રણ પરિણામો તેનું પ્રતિપાદન આવશ્યક છે આથી વહુસ્થાનમા નિરોધ સમાધિના નિમિત્તે—અસંપ્રજ્ઞાત સમાધિકાળે ચિત્તનું જે નિરોધ નામનું પરિણામ—ધર્મપરિણામ છે તેનો ઉલ્લેખ કરતા ભગવાન સૂત્રકાર કહે છે—

**व्युत्थाननिरोधसंस्कारयोः अभिभवप्रादुर्भावौ निरोधक्षण-चित्तान्वयो निरोधपरिणामः ॥ ९ ॥**

વ્યુત્થાન—વ્યુત્થાન એટલે અહીં સંપ્રજ્ઞાત કેમકે અસંપ્રજ્ઞાતની અપેક્ષાએ સંપ્રજ્ઞાત પણ વ્યુત્થાન જ ગણાય. નિરોધ એટલે પરવૈરાગ્યથી જ વિવેકખ્યાતિ પણ નિરુદ્ધ થાય છે તે. એ વ્યુત્થાન અને નિરોધના સંસ્કારોનો અનુક્રમે અભિભવપ્રાદુર્ભાવૌ—તિરોભાવ અને પ્રાકટ્ય એટલે કે વ્યુત્થાન સંસ્કારોનો પ્રતિક્ષણ ક્ષય અને નિરોધસંસ્કારનો પ્રતિક્ષણ ઉદય અને એ બન્ને અવસ્થામાં નિરોધક્ષણચિત્તાન્વય—જે ક્ષણે નિરોધ વર્તમાન થાય હોય તે ક્ષણ તે નિરોધ ક્ષણ, તે ક્ષણમાં વર્તતું જે ચિત્ત તે નિરોધક્ષણચિત્ત, એ નિરોધક્ષણના લીન ચિત્તરૂપી ધર્મીનો અન્વય એટલે કે આશ્રય તરીકે જે સંબંધ તે નિરોધપરિણામઃ—તે નિરોધ વખતનું હોઈને નિરોધ નામનું ધર્મપરિણામ હોય છે.

અર્થાત્ આ સૂત્રના ઉત્થાનમાં હેતુ પ્રશ્ન પહેલાં બરાબર સમજી લેવા જેવો છે. પ્રશ્ન આ છે: ચિત્તની વ્યુત્થિત અવસ્થા અને સંપ્રજ્ઞાત સમાધિ અવસ્થામાં તો ચિત્તના વ્યુત્થાનધર્મનો તિરોભાવ અને ચિત્તના એકાગ્રતારૂપી ધર્મનો પ્રાદુર્ભાવનો અનુભવ થાય છે. પણ અસંપ્રજ્ઞાત અવસ્થામાં એવો ધર્મપરિણામ અનુભવાતો નથી. પણ અનુભવમાં ન આવે એટલે એ નથી એમ નથી કેમકે ચિત્ત તો ત્રિગુણમય છે અને અસંપ્રજ્ઞાત અવસ્થા એ કંઈ મોતની અવસ્થા નથી. એટલે જીવતો માણસ અસંપ્રજ્ઞાતની અવસ્થામાં હોય તો પણ તેનું ચિત્ત તો રહે જ છે અને એવું ચિત્ત ત્રિગુણમય પણ હોય જ. અને ત્રણે ગુણો ક્ષણ પરિણામી જ છે અને ક્ષણે ક્ષણે પરિણમતા હોઈને ક્ષણભર પણ એ પરિણમ્યા સિવાય ન રહે. અને નિરોધ અવસ્થામાં તો વૃત્તિનો પરિપૂર્ણ અભાવ છે તો એ અવસ્થામાં રહેલા ચિત્તનો—ચિત્ત હોય તેનો જ ધર્મ પરિણામ કેવો હોય છે? શો હોય છે? આ છે પ્રશ્ન. એ પ્રશ્નનો ઉત્તર આપે છે આ સૂત્ર.

અસંપ્રજ્ઞાત સમાધિની અપેક્ષાએ સંપ્રજ્ઞાત સમાધિ પણ વ્યુત્થાન જ છે કેમકે તેમાં પણ વિવેકખ્યાતિમાં વૃત્તિનું અસ્તિત્વ જ હોય છે. આથી અહીં વ્યુત્થાન એટલે સંપ્રજ્ઞાત સમાધિ, નિરોધ એટલે અસંપ્રજ્ઞાત સમાધિની અનિમિત્ત અવસ્થા એટલે કે પરવૈરાગ્ય. [illegible] નો નિરોધ થાય છે શું? તો જેમ જેમ નિરોધનો અભ્યાસ થતો જાય તેમ તેમ વ્યુત્થાન સંસ્કાર ચિત્તમાંથી ક્ષીણ થતા જાય છે અને નિરોધના સંસ્કાર પ્રબળ થતા જાય છે

વળી એક ધર્મનો અસ્ત થાય અને બીજાનો ઉદય થાય તેથી ધર્મીનુ સ્વરૂપ ટળી જતુ નથી ચિત્તમાથી વ્યુત્થાન સસ્કાર ઉડી જાય અને નિરોધસસ્કાર પ્રકટ થાય તેથી–એ એના અસ્ત કે ઉદયથી ચિત્ત ટળી જતુ નથી ચિત્ત તો રહે છે જે ક્ષણે જે ધર્મ પ્રકટ હોય તે સ્વરૂપે ચિત્ત રહેતુ દેખાય છે અહીં નિરોધરૂપી ધર્મનો ઉદય થાય છે આથી નિરોધની ક્ષણે ચિત્તમા નિરોધરૂપી ધર્મનો પ્રાદુર્ભાવ જણાય છે। અર્થાત્ પ્રત્યેક નિરોધ ક્ષણે એક સ્થિર ચિત્તમા ધર્મ તરીકે રહેતો ચિત્તના ધર્મરૂપ વ્યુત્થાન સસ્કારોનો લય અને નિરોધ સસ્કારોનો પ્રતિક્ષણ પ્રાદુર્ભાવ એટલે નિરોધ નામનો ધર્મ પરિણામ સમજવો નિરોધની પ્રત્યેક ક્ષણે નિરોધ સસ્કારરૂપી ધર્મની વર્તમાનતા એટલે નિરોધ પરિણામ

અહીં એક બીજો પ્રશ્ન પણ ઉદ્ભવે અસ્મિતા વગેરે ક્લેશો અવિદ્યા મૂલક છે અને આથી અવિદ્યાની નિવૃત્તિ થતા તે બધાય સ્વયમેવ નિવૃત્ત થાય છે અને તેમની નિવૃત્તિને માટે ખાસ બીજો પ્રયત્ન કરવો પડતો નથી તેમ વ્યુત્થાનના સસ્કારો વ્યુત્થાન વૃત્તિમાથી જન્મેલા છે અને આથી વ્યુત્થાનની નિવૃત્તિ સાથે તેઓ પણ નિવૃત્ત થઈ જવા જોઈએ તેમની નિવૃત્તિ માટે નિરોધ સસ્કારની જરૂર ન રહેવી ઘટે। આ પ્રશ્ન યોગ્ય છે પણ એમા વિચારદોષ રહેલો છે ભલા। કારણ ભાવની નિવૃત્તિ એ કાર્યની નિવૃત્તિમા કારણ નથી એમ જો હોત તો કુભાર જતા ઘડો પણ જાય। પણ એવુ થતુ નથી–તો પછી?–જે કાર્ય જે કારણાત્મક હોય તે કારણની જો નિવૃત્તિ થાય તો તે કાર્ય પણ જાય। અસ્મિતા વગેરે ક્લેશો તો અવિદ્યારૂપી કારણવાળા હતા અને તેથી અવિદ્યા જતા તેઓ ગયા। પણ અહીં તેવુ નથી અહીં સસ્કારો પ્રત્યય સ્વરૂપી નથી–વૃત્તિ સ્વરૂપી નથી। કેમકે સસ્કારની આધાયક–ચિત્ત ઉપર સસ્કારને કોરનારી–વૃત્તિ તો સસ્કાર કોરીને, અસ્ત પામી જાય છે અને સસ્મરણ તો આજે પણ–અત્યારે પણ સસ્મરણ થાય છે। આથી ભલે વૃત્તિઓનો લય થાય। પણ એ વૃત્તિઓના પુનઃપ્રચારના ક્રમે કારણરૂપ થતા સસ્કારોની નિવૃત્તિ માટે નિરોધ સસ્કારનો સગ્રહ કેવળ જરૂરી છે।

અહીં ધર્મ વગેરે ત્રણ પરિણામો વિષેની શાસ્ત્રીય માહીતિ પણ જોઈ લેવી યોગ્ય છે ધર્મીમાત્રનુ યોગશાસ્ત્ર પ્રમાણે ત્રણ પ્રકારનુ પરિણામ થાય છે કેમકે સિવાય કે ચેતનશક્તિ સ્વરૂપ આ મા–પદાર્થમા। ક્ષણ–પરિણામી છે એવો યોગીઓનો મત છે તેમાંનો એક તે ધર્મ પરિણામ એક ધર્મીમા



# યોગપત્રાવલિ નં. (૮૯)

પરમપ્રિય ભાઇશ્રી,

પત્રાવલિનું કામ અનિચ્છાએ પણ મોરંએ પડી જાય છે. અભ્યાસની માફક પત્રાવલિ-લેખન પણ વિચ્છિન્ન થઇ જાય-તૂટક થઇ જાય એ નથીજ ગમતું. પણ આપણું ગમતુંજ ક્યાં થાય છે? મોટે ભાગે આપણું ગમતું નથીજ થતું. અને એ ઠીક પણ લાગે છે. આપણી સલાહ પરમાત્મા નથી લેતો એજ ઉત્તમ છે. નહીંતર લોકશાસનની પેરે પરમાત્માનુ શાસન પણ એક ખૂબ મોટો વિકટ પ્રશ્ન થઇ જાત! બાકી જગત તો જેમ રાજાના તેમ લોકના શાસનથી પણ ત્રાસીજ ઊઠ્યું છે. જગતના ઉપર શાસન કરવા એકલા સંતોજ અધિકારી છે. આથી લોકશાસનને અંતે પાછું સંત-શાસન આવશે. અને પરમાત્મા સંતોનો પણ સંત છે અને આથી એ આપણી અનુમતિ કે સંમતિ કે અસંમતિ, સુમતિ કે દુર્મતિ માટે રાહ નથી જોતો એ એના શાણપણની અવધિ છે. અસ્તુ.

ગયા પત્રમાં ચિત્તના નિરોધ પરિણામ વિષે ચર્ચા જોઇ. શુભાશુભ સંસ્કારો વચ્ચે રજ્જુવિકર્ષણ-tug of war-એજ તો જીવનસંગ્રામ છે! સંપ્રજ્ઞાત સમાધિના સંસ્કારો અને અસંપ્રજ્ઞાત સમાધિના સંસ્કારો વચ્ચે પણ ગજગ્રાહ ચાલે છે. એટલે અહીં પણ વ્યુત્થાન અને સમાધિ વચ્ચે બળાબળની પરીક્ષા થાય છે, નિરોધ સંસ્કારની પટુતા જો ન કેળવાય, નિરંતર અભ્યાસ દ્વારા જો નિરોધ સંસ્કારની અચળ દઢતા ન સંપાદિત થાય તો વળી સંપ્રજ્ઞાત-વ્યુત્થાનના સંસ્કારો જોર પકડે. અને તે જો જોરાવર થઈ જાય તો નિરોધના સંસ્કારોને ઢીલા કરી મૂકે. આથી યોગમાં તો છેવટની ભૂમિકા ઉપર સ્થિર થયા સિવાય પ્રયત્નને વિરામ હોઈ શકે જ નહીં. તો યોગીએ નિરોધ સંસ્કારની પટુતા મેળવવી રહી. તો જે યોગી નિરોધ સંસ્કારનું પાટવ મેળવે અને તે દ્વારા વ્યુત્થાનના સંસ્કારોનો પૂર્ણપણે અભિભવ કરે તો તેવાના ચિત્તનું વહન કેવું હોય? પરિપૂર્ણ નિરોધ કાળે ચિત્ત કેવું હોય? જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ-

तस्य प्रशान्तवाहिता संस्कारात् ॥ १० ॥

संस्मरणात्=વારંવાર અભ્યાસથી પટુ થયેલા નિરોધના સંસ્કારથી तस्य=નિરુદ્ધ ચિત્તસત્ત્વની प्रशान्तवाहिता=નિર્મળ નિરોધ સંસ્કારની પરંપરા રૂપ ધારા સ્વરૂપે વહન થાય છે.

અર્થાત્ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત યોગના સંસ્કારો વચ્ચે જ્યારે ગજગ્રાહ શરૂ થાય ત્યારે બંને પોતપોતાનો પ્રભાવ અજમાવે છે. આ સમયે યોગીએ વિવેકના ઉચ્ચત્તમ શિખરે વર્તવું પડે છે. અને પરિપૂર્ણ સત્યના પક્ષે જ રહેવું પડે છે. સંપ્રજ્ઞાત સમાધિ પણ અસંપ્રજ્ઞાતની અપેક્ષાએ વ્યુત્થાન જ છે, અને આથી જ હેય છે. આથી તેવા યોગીએ ઉચ્ચતમ ભૂમિકાની પ્રાપ્તિ માટે નિરોધ સંસ્કારને દઢતમ કરવા લગાતાર અભ્યાસ કરવો જોઇએ. વારંવાર લગાતાર અભ્યાસના બળે નિરોધ સંસ્કાર પટુ થાય-કુશળ થાય-દઢ થાય અને એ દઢ થતાં, ચિત્તમાં પોતાનો પૂરો પગદંડો જમાવતાં, વ્યુત્થાન સંસ્કારો પરિપૂર્ણપણે હારી જાય છે. બસ એ વ્યુત્થાન સંસ્કારો જ ખૂબ ચળકતો મેલ હતો. એ મેલનું માર્જન થતાં તેનું ચિત્ત નિરોધ સંસ્કારની પરંપરા રૂપે જ વહેતું રહે છે. એવાં ચિત્તનું વહન 'પ્રશાન્ત' એટલે કે અતિશય શાંત એટલેકે કોલાહલ વગરનું-એટલે કે વૃત્તિમાત્રના-વિવેકખ્યાતિ રૂપી વૃત્તિના પણ-દિવ્યકોલાહલ વગરનું થાય છે. આ જાતનું ચિત્ત વહન જ આત્માની નિતાન્ત નિર્મલ અભિવ્યક્તિનું દ્વાર બને છે. આત્મા આ ઠેકાણે તેના મૌલિક મહિમામાં વિરાજતો પ્રતિક્ષણ દેખા દે છે. ત્યાં એનાં સ્વરૂપનું પૂરું ઉદ્‌ઘાટન થાય છે. એનું પૂરું વિવરણ થાય છે! આને જ ચિત્તની સંસ્કારશેષ અવસ્થા અગર તો નિર્બીજ અવસ્થા કહે છે. આ અવસ્થાની પ્રશાંત સ્થિતિ થતાં જન્મમરણનાં બીજ ડંભાઈ જાય છે! આત્મા મુક્ત થાય છે. એટલે કે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત આત્માનો જાત અનુભવ થાય છે.

વળી આ અવસ્થામાં વર્તમાનકાલિક નિરોધ સંસ્કારોનો પળપળ સંયમ થતો હોઇને-અવસ્થા રૂપી પરિણામ પણ સૂત્રકારે અહીં સૂચિત કરી દીધું છે. પુરુષ પ્રયત્નની આ કૃતિ છે ॥ ૧૦ ॥

આમ ચિત્તની સંસ્કાર શેષ રૂપે પ્રવાહી અવસ્થા દર્શાવી. હવે સંપ્રજ્ઞાત અવસ્થામાં ચિત્તનું કેવું પરિણામ હોય છે તે દર્શાવતાં આચાર્ય કહે છે. ।

**सर्वार्थता-एकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधिपरिणामः ॥११॥**

"સમાધિકાલિક ચિત્તનો અન્વય" એટલું આગના સૂત્રમાથી અહીં ખેચી લેવુ. સર્વાર્થતા=સર્વાર્થતા એટલે અનેક પદાર્થ-ગોચરતા વિક્ષેપ એકાગ્રતા એટલે એકાર્થગોચરતા-એકાગ્રપણુ, તે બન્નેનો અનુક્રમે ક્ષયોદયૌ સર્વાર્થતાનો પ્રતિપળ ક્ષય-તિરોભાવ અને એકાગ્રતાનો પ્રતિપળ ઉદય આવિર્ભાવ, અને એ બન્નેમા સમાધિકાલિક ચિત્તનો અન્વય, એ ચિત્તસ્ય= સમાધિમા જઈ રહેલ ચિત્તનુ સમાધિપરિણામ=સમાધિકાળે પરિણામ છે

અર્થાત્ સમાધિકાળે સર્વાર્થતાનો ક્ષય અને એકાગ્રતાનો ઉદય થાય છે સર્વાર્થતા એટલે ચચળતા-વિક્ષેપ ચિત્તનુ ક્ષણે ક્ષણે વિષય પરિવર્તન ઉડુ ઉડુ થતા ચિત્તનુ અસ્થિર ઉડ્ડયન આ ચચળતા રૂપી ધર્મનો સમાધિકાળે પ્રતિક્ષણ ક્ષય થાય છે અર્થાત્ ચચળતા ઘટતી જાય છે અને સાથે સાથે જ એકાગ્રતા વધતી જાય છે-એકાગ્રતા એટલે અચચળતા- અવિક્ષેપ ચિત્તનુ ક્ષણે ક્ષણે વિષયનુ અપરિવર્તન સ્વસ્થ ચિત્તનુ સ્થિર સજાતીય વહન આ બન્ને ધર્મોના તિરોભાવ અને આવિર્ભાવમા ધર્મી તરીકે ચિત્ત તો રહે જ છે આના પરિણામને સમાધિ પરિણામ કહે છે અર્થાત્ અહીં સમાધિ આપણને સિદ્ધ થઈ છે કે નહીં તેની કસોટી આપી છે ચિત્ત સત્ત્વપ્રધાન હોય તેમાથી ચચળતા ચાલી જાય અને ઇષ્ટ વિષયમા જો તે સ્થિરપણે આપણે ઇચ્છીએ ત્યા સુધી વગર તોફાને હાલુ ડગરુ થઈને તે વિષયનુ પારદર્શક દર્શન કરાવતુ વર્તે તો જાણવુ કે સમાધિ પરિણામ ચાલે છે સપ્રજ્ઞાત સમાધિના વિષયમાન માટે આ વિધાન જાણવુ ૧૧

આમ રોજબરોજના અભ્યાસે સર્વાર્થતાનો જ્યારે પરિપૂર્ણ ક્ષય થાય ત્યારે તેના સપ્રજ્ઞાત સમાધિવાળા ચિત્તનુ કેવુ પરિણામ હોય? સૂત્રકાર કહે છે-

**शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्य एकाग्रतापरिणामः ॥ १२ ॥**

'એકાગ્રતાની ક્ષણના ચિત્તનો અન્વય' એટલુ અહીં પણ સૂત્રાન્તર માથી ખેચી લેવુ ચિત્તસ્ય=સર્વાર્થતાનો પૂરો ક્ષય થતા સમાધિ સેવતા સમાધિમય ચિત્તનો જે શાન્તોદિતૌ=શાન્ત એટલે અતીત,-ઉદિત એટલે વર્તમાન, એટલે કે અસ્ત પામેલો અને ઉગેલો જે તુલ્યપ્રત્યયૌ=વિષયની સમાનતાને લીધે જે વૃત્તિની સમાનતા તે એકાગ્રતાપરિણામ=એકાગ્રતાકાલીન પરિણામ હોઈને એકાગ્રતા નામનુ પરિણામ

અર્થાત્ અભ્યાસના બળે જ્યારે ચંચળતા પૂરેપૂરી વિદાય લે ત્યારે ચિત્તનું જે પરિણામ થાય તે એકાગ્રતા નામનું પરિણામ કહેવાય છે એકાગ્રતા પરિણામ વખતે અસ્ત પામેલી અને ઉદય પામતી વૃત્તિનો વિષય એ જ હોય છે ચિત્ત તો ક્ષણપરિણામી છે આથી પરિણામ ચાલુ જ રહે છે પણ એ પરિણામમાં એ સરખી એક જ વિષયને લગતી વૃત્તિનો પ્રવાહ ચાલુ રહે છે ગઈ ક્ષણે ચિત્તની જે વિષયને લગતી જે અને જેવી વૃત્તિ હોય તેવી અને તે જ વૃત્તિ તે જ વિષયને લગતી ચાલુ ક્ષણે પણ હોય ત્યારે ચિત્તને એકાગ્રતા રૂપી પરિણામવાળું કહેવાય છે ત્યાં સુધી સમાધિનો ભંગ ન થાય ત્યાં સુધી આમ નદી પ્રવાહની તરંગ પરંપરાની માફક ચિત્તનદીની એક વિષયને લગતી સજાતીય વૃત્તિ તરંગની પરંપરાનો ઉદયાસ્ત ચાલ્યા જ કરે છે બસ એવી અવસ્થાને એકાગ્રતા કહે છે સમાધિની એ ગાઢી અવસ્થા છે આ બધીય સાત્વિક અવસ્થા જ છે એ કદી ન ભૂલાઓ એટલે કે એ જ્ઞાન પ્રકાશમયી, પ્રસન્ન સ્ફુર્તિમય તત્ત્વપક્ષપાતી અવસ્થાઓ છે અહીં પણ ત્રણે પ્રકારના ધર્મ—લક્ષણ અને અવસ્થા રૂપી ત્રણે પ્રકારના પરિણામોનું અનુસંધાન કરી લેવું ઘટે છે

૧૨ ના ટકોરા પડી ચૂક્યા છે એટલે અહીં જ અત્યારે છૂટકો છે ઠીક તો આગળ હવે પ્રભુકૃપાથી હવે પછી શાંતિ હજો

નિ૰ **ભાઈના હેતવદન.**

---

## (૯૦)

**પ્રિય ભાઈશ્રી,**

કુશળ હશો અનેક પ્રયત્નો છતાં ૧૦-૩૦ થી વહેલા રખવા નથી જ મેમી વાગાનું દિનભરનો કાંઈ કાર્યક્રમ જ એવો ગોઠવાઈ ગયો છે! ચાતુર્માસ્ય નિમિત્તે એકસુમ્તા વરુ કર્યું તો ભાગવતની કથા વધી! ભાગવતી ગંગાના નિત્ય પ્રવચનો સાથે જ શાન્તિ પ્રાપ્ત થાય છે ઉપરાંત પરમાત્માના ગુણાનુવાદે નિર્મળતા મળે છે! ભાગવત સમજવા માટે આજે જ યોગશાસ્ત્ર અનિવાર્ય છે! ભલા! આશ્ચર્ય શાને ન લાગે? ૧૮૦૦૦ શ્લોક લખતા કાંઈ રમત છે? આજે ૧૪ લીટીનું કાર્ડ લખતા લખનારને નગભગ મોટે રીતુ આવી જાય છે! મહાત્માઓને પણ બસ થોડા ૧૪ લીટીનું કાવ્ય પણ લખી શક છે અને લખાયેલા ગ્રન્થો ફરી સ્મૃતિનું જ

કાવ્ય કહેવાય એવી કોટિનું હોય છે! તેમાં પણ વિષય મોટે ભાગે "હું"જ હોય છે! પોતાની પરિપૂર્ણ બાદબાકી કરીને લખવાની કળા તો પ્રાચીનો પાસે સાચેજ શીખવા જેવી છે! ભાગવત, પુરાણોમાંજ નહીં, બીજી ઘણી બાબતોમાં રાજા છે! એમાં શ્લોકે શ્લોકે આત્મદર્શનનો અદમ્ય ઉલ્લાસ છે! ગંગાજમુના જેમ યુગયુગથી તે તે પ્રદેશને હરિયાળાં રાખે છે તેમ ભાગવત જેવા મહાન પ્રતિભા ગ્રંથો યુગયુગના પ્રજાજીવનને હરિયાળાં રાખે છે. તેમને કદી નીરસ થવા ન દે. એટલું જ નહીં, પ્રજાજીવનને ઉંચા આચારવિચારમાં સજ્જડપણે પકડી રાખી શકે છે. "રાજ્યોથી કે જુલમ વતી કે દંડથી ના બને જે, તે આ 'કાવ્યો' સહજ વહતાં કાર્ય સાધી શકે છે"–આમ 'પસ્તાવા'ને બદલે ભાગવત વિષે નીરાંતે કહી શકાય! "देशकाले संकीर्त्य" જો ભાગવતને જનતા સમક્ષ મૂકવામાં આવે તો રાજકર્તાઓની અને નેતાઓની ઘણી મહેનત ઓછી થઇ જાય. તેમનાં જીવન લંબાય. અને પ્રજાને સાચો ફાયદો થાય! આગળ પણ લખ્યું છે-ફરી લખવા દ્યો કે રેડીઓ પરથી ભાગવતનાં પ્રવચનો નિત્ય વહેતાં મૂકવા જેવાં છે! પ્રજાને ઊંચા જીવન પ્રત્યે એ દ્વારા રસ જાગૃત કરવા જેવો છે. આપણો ભણેલો વર્ગ પણ આ બાબતમાં ઉદાસીન છે! ભણેલો વર્ગ જ મોટે ભાગે અભણ છે! પણ આ યુગમાં તેનું વર્ચસ્વ ભારે છે. અને અભણ તેમની શેહમાં તણાઇને બીચારો વહે છે! બાકી લગભગ સર્વજ્ઞને પણ ભાગવતમાંથી ઘણું જાણવાનું મળે એમ છે. જીવવા માટે અખૂટ પ્રેરણા પ્રાપ્ત થાય એમ છે! રાજકારણે અને તેના અતિ રંગે આપણી પ્રજાના સ્થિર સાધન પ્રવાહને અસ્તવ્યસ્ત કરી મૂક્યો છે. રાજકરણ પણ હકીકત છે અને આથી જરુરી છે. પણ તેમાં અતિશય રસ એ રોગચાળો છે. દેવણી પ્રસુતિથી માંડીને તે પરમપ્રયાણ સુધીની બધી જ વાતમાં પ્રજા સરકાર તરફ મીટ માંડે એ ખૂબ અમંગળ ચિહ્ન છે. એ અધોગતિની નિશાની છે! State-control ને સાચાં સ્વાતંત્ર્યમાં ખૂબ મર્યાદિત અવકાશ હોય. વસ્તુમાત્રમાં State-control એ પ્રજાકીય જીવનની નિરાધારતાનું સર્જન સ્વરૂપ છે! State-control તો નક્કી કરેલા અને વ્યક્તિથી ન સચવાતા વિષયોમાં જ હોવો જોઇએ. નહીંતર વ્યક્તિ સ્વાતંત્ર્ય નિર્વીર્ય બની જાય! અને પરિણામે સામુદાયિક સ્વાતંત્ર્ય પણ હારી જ રહે! સાચા અર્થમાં સંસ્કારી પ્રજાને–સુધરેલી અને કેળવાયેલી પ્રજાને governmentની જ બહુ ઓછી જરૂર હોવી ઘટે! કેમકે તેવી પ્રજા માટે તો government હોય તો પરમાત્માની જ હોય–અને પરમાત્માની governmentનો સ્વીકાર

અને તાબેદારીનો રાહ બતાવનાર છે ભાગવતાદિ મહાશાસ્ત્રો, યોગાદિ દર્શન શાસ્ત્રો. આવી વાતોને આપણે utopian લેખીએ છીએ એટલું આપણું સત્વ અને ખમીર ઘટયું છે—એમ ચોક્કસ માનજો. 'વેન' રાજાને પદભ્રષ્ટ કરનારી પ્રજા પાસે પરમાત્માનું શાસન હતું. અને આથી રાજા હોવા છતાં પ્રજા સાચું લોકશાસન અનુભવતી હતી. આજે રાજા ન હોવા છતાં અને લોકશાસન ચાલતુ હોવા છતાં, પરમાત્માની government તરફ દુર્લક્ષ હોઇને પ્રજા લોકશાસન નથી જ અનુભવતી! આ બધાનો અર્થ એજ કે પરમાત્મા તરફ જગતે વળવું જોઇએ! બબ્બે મહાયુદ્ધની મહામારી અનુભવ્યા પછી પણ જો આપણી પાસે શાણપણ ન આવે તો પછી સંસ્કૃતિના વિનાશ માટે મગરના આંસુ ઢોળવાનો દંભ કરવાનો કશો અર્થ નથી. પ્રાસ્તાવિક લખાણ વધી જાય છે છતાં મનમાં વહેતા વિચારોને મૂર્ત સ્વરૂપ આપવામાં જે સર્જનાનન્દ છે તે જતો કરવાનું મન થતું નથી. અને વળી આ પ્રાસ્તાવિકની જરૂર પણ લાગે છે. યોગાદિશાસ્ત્રો જીવનથી વેગળાં નથી. જીવનની ખૂબ નિકટ છે. અને આથી એના સ્પર્શની જ્યાં જરૂર હોય ત્યાં કરવો યોગ્ય માન્યો છે. અસ્તુ.

આગલા પત્રમાં એકાગ્રતા પરિણામનો પરિચય આપ્યો. આમ ચિત્ત સત્ત્વરૂપી ધર્મીનાં ત્રણ ધર્મ વગેરે પરિણામોનું વ્યાખ્યાન કર્યું. એ ધર્માદિ ત્રણ પરિણામોની પાછળ જે સિદ્ધાન્ત છે તે સર્વત્ર સમાન છે અને આથી એ સિદ્ધાન્તનો હવે સર્વવ્યાપી અતિદેશ કરતાં કહે છેઃ—

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामाः व्याख्याताः ॥१३॥**

एतेन=પૂર્વે કહેલાં ચિત્ત સત્ત્વના ત્રણ પ્રકારનાં પરિણામનાં વ્યાખ્યાન દ્વારા भूतेन्द्रियेषु=ત્રિગુણાત્મક પૃથિવી વગેરે ભૂતો અને ચક્ષુ વગેરે સમસ્ત ઇન્દ્રિયોમાં થતા धर्मल०=ધર્મપરિણામ, લક્ષણ પરિણામ અને અવસ્થા પરિણામ व्याख्याताः=ખોલીને કહેલા જાણવાં.

અર્થાત્ ત્રિગુણાત્મક ચિત્તસત્ત્વમાં જેમ ધર્મ લક્ષણ અને અવસ્થા રૂપી ત્રણ પરિણામો કેવી રીતે થાય છે એની પાછળનો નિયામક સિદ્ધાંત બતાવ્યો તે ઉપરથી પ્રકૃતિના ક્ષેત્રમાં આવતા પદાર્થમાત્રમાં એજ પરિણામિત્વનો સિદ્ધાન્ત લાગુ પડે છે એમ જાણવું.

અર્થાત્ ચિત્ત, પૃથ્વી વગેરે ભૂતો, આંખ વગેરે ઇન્દ્રિયો વગેરે ત્રિગુણાત્મિકા પ્રકૃતિનો પરિવાર છે. કાર્ય છે. અને આથી-કાર્યમાત્રમાં કારણ જ વ્યાપેલું રહેતું હોવાથી તથા પરમાર્થ દષ્ટિએ કાર્ય અને કારણમાં પણ છેવટે કારણ જ કાર્યરૂપે વ્યવસ્થિત થતું હોવાને લઇને વસ્તુમાત્ર ત્રિગુણાત્મક જ છે! વળી ગુણ ક્ષણ-પરિણામી છે. આથી ગુણાત્મક કાર્યમાત્ર પણ ક્ષણે ક્ષણે પરિણામમાંથી પસાર થાય જ છે. કેમકે કારણમાં રહેલાં ધર્મો કાર્યમાં આવે જ. વળી આ ત્રણ ગુણોનાં પરિણામોના પણ બે ભેદ છે. સરૂપ પરિણામ અને વિરૂપ પરિણામ. સમાનાકાર પરિણામ તે સરૂપ પરિણામ. વિરૂદ્ધાકાર પરિણામ તે વિરૂપ પરિણામ. આ પૈકી ગુણોનો પ્રલયકાળે જે પરિણામ તે સરૂપ પરિણામ છે. સૃષ્ટિકાળે વિરૂપ પરિણામ હોય છે! એ વિરૂપ પરિણામના વળી ત્રણ ભેદ છે. ધર્મપરિણામ. લક્ષણ પરિણામ અને અવસ્થા પરિણામ. યોગશાસ્ત્રની પરિભાષામાં કારણને ધર્મી અને કાર્યને ધર્મ કહેવામાં આવે છે. વળી સિદ્ધાન્તદૃષ્ટિએ મુખ્યતયા ત્રણ ગુણો જ ધર્મી છે. એટલે કે પ્રકૃતિ જ ધર્મી છે. અને બાકીના બધાય વિકારો તેના કાર્યરૂપ એટલે કે ધર્મ પરિણામ છે.

તો ધર્મ પરિણામ એટલે શું? ધર્મી જ્યારે એક ધર્મને છોડી ધર્માન્તર ધારણ કરે ત્યારે તેને ધર્મ પરિણામ કહે છે. જેમકે ચિત્ત પોતાનો વિક્ષેપ રૂપી ધર્મનો ત્યાગ કરી એકાગ્રતા રૂપી ધર્મ ને ધારણ કરે તો તે ચિત્તરૂપી ધર્મીનો ધર્મ પરિણામ થયો કહેવાય. તેજ મુજબ એકાગ્રતારૂપી ધર્મનો ત્યાગ કરી નિરોધરૂપી ધર્મને ધારણ કરે ત્યારે તે પણ ધર્મ પરિણામ. તે જ મુજબ માટી પિંડાકારતાને છોડી ઘટાકારતા ધારણું કરે, તેને છોડી ઠીકરાં રૂપ બને, તે છોડી ઠીકરીરૂપ ધારણ કરે તો તે ધર્મ પરિણામ. અર્થાત્ એકજ અવસ્થિત ધર્મી પૂર્વધર્મનો ત્યાગ કરી ઉત્તર ધર્મને ધારણ કરે તો તે તેનો ધર્મપરિણામ. અહીં ધર્મ વગેરે શબ્દો પારિભાષિક છે.

લક્ષણ પરિણામ એટલે કાળ પરિણામ. અહીં લક્ષણ શબ્દ કાળનો વાચક પારિભાષિક શબ્દ છે. એને ધર્મ સાથે લેવાદેવા છે. એક વસ્તુમાં ચાલુ ક્ષણે એક ધર્મ હોય તો ક્ષણાન્તરે તેમાં બીજો ધર્મ હોવાનો. કેમકે ગુણમાત્ર ક્ષણપરિણામી છે. તો તે બીજો ધર્મ તે ચાલુ ધર્મની દષ્ટિએ અનાગત-હજી ન આવેલો-એટલે કે ભવિષ્યકાળમાં આવનારો છે. બસ એ ધર્મ એ અનાગત-ભવિષ્યકાળને તજી વર્તમાનમાં આવે, વર્તમાનને તજી ક્ષણ પછી અતીતને ભજે એટલે કે ભૂતકાલીન થાય તો તેને લક્ષણ પરિણામ કહે છે. ધર્મ માં ભાવિમાં છે. તે ચાલુ

થઈ, ભૂતકાળમાં સરકી જાય છે ક્ષણે ક્ષણે ભવિષ્ય વર્તમાન બની ભૂત થઈ જાય છે એમ આ ભાવિક્ષણારૂઢ પદાર્થોનું વર્તમાન ક્ષણારૂઢ બની અતીત ક્ષણમાં લીન થઈ જવું તેને જ લક્ષણ પરિણામ કહે છે વળી નવી અવસ્થાને તજી ધીરે ધીરે અત્યન્ત પુરાણી અવસ્થામાં આવવું તેને અવસ્થા પરિણામ કહે છે બાલ્યાવસ્થા નવી છે ધીરે ધીરે તે યુવાનીમાં પરિણમે છે યુવાની ધીરે ધીરે વૃદ્ધતામાં ફેરવાઈ જાય છે! બસ આને અવસ્થાફેર કહે છે અને વસ્તુમાન-પ્રકૃતિના ક્ષેત્રમાંની વસ્તુમાત્ર આ ત્રણ પરિણામ પરંપરામાં મહાલે છે એમાંથી કોઈનો અપવાદ નથી પાંચ મહાભૂતાદિ ભૂતો ઇન્દ્રિયો વગેરે તમામને આ ત્રણ પરિણામોમાંથી પસાર થવું જ પડે છે માટી માટી મટીને પિંડ થાય, પિંડ ટળીને ઘડો બને, ઘડો ફુટીને ઠીકરી થાય! ભવિષ્યમાંથી વર્તમાનમાં આવી ભૂતકાળમાં ગરકી જાય નવી હતી તે જૂની બની જાય! અને આ ઘડભાંજ ક્ષણે ક્ષણે ચાલુ જ રહે છે તેજ પ્રમાણે ઇન્દ્રિયોમાં પણ બને છે આંખ સામે ઘડો જ્યાંસુધી ન આવે ત્યાંસુધી ઘડાનું આંખ આલોચન ન કરે. બસ આ અનાલોચન રૂપી, પ્રથમ ધર્મ ઇન્દ્રિયોનો હોય તે ધર્મનો લોપ થઈ આંખ વગેરે આલોચન કરે છે એટલે કે પદાર્થો સાથે સંનિકર્ષ થતાં 'આ કાઠિક છે' એ આકારના આલોચનરૂપી ધર્મને ગ્રહણ કરે! અનાલોચન વર્તમાન ક્ષણમાં હતું આલોચન ભાવિક્ષણમાં હતું બસ ભાવિક્ષણમાં રહેલું આલોચન, વર્તમાન ક્ષણારૂઢ થઈ પાછું અતીતમાં વહ્યું જાય છે—આ એમનું લક્ષણ પરિણામ વળી વર્તમાન ક્ષણારૂઢ આલોચનમાં સ્પષ્ટપણું કે અસ્પષ્ટપણું વગેરે હોય, તે તેનું અવસ્થા પરિણામ આમ ભૂત અને ઇન્દ્રિયોમાં પણ આ ત્રણ પરિણામો વ્યાપ્ત છે

ઉપરના વિવેચનનો અર્થ એ છે કે પ્રકૃતિની વસ્તુમાત્ર પરિણામ ગ્રસ્ત હોઈને, અને પરિણામ પરંપરા ખાળી ન શકાય એવી હોઈને, માનવ માટે, વિવેકી માનવ માટે, વળગણ રાખવા જેવી નથી દેહાદિ સમસ્ત સાંસારિક પદાર્થોની, એક સરખી જ કથા છે આથી પરિણામ પરંપરાના રહસ્યનો જાણકાર અપરિણામી તત્ત્વની પાછળ પ્રેમ કરશે અર્થાત્ પરિણામ પરંપરાનું તત્ત્વજ્ઞાન વિવેક વૈરાગ્યનું વર્ધક અને પોષક હોવું રહ્યું ॥૧૩॥

હવે અહીં પ્રશ્ન આ ઉદ્ભવે છે ત્રણ પ્રકારના પરિણામો તો ચર્ચ્યાં પણ જે ધર્મીને આ ત્રણ પ્રકારના પરિણામોનો ભોગ થવું પડે છે તે ધર્મીનું લક્ષણ શું? ભગવાન સૂત્રકાર કહે છે—

**शान्तोदिताऽव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥१४॥**

'પરિણામા૦=ધર્મ લક્ષણ અને અવસ્થા રૂપી પરિણામોના પ્રત્યેકમાં અનેક પ્રકારના ભેદમાં ક્રમાન્યત્વ=ક્રમનો ભેદ એ હેતુઃ=કારણ રૂપ છે.

અર્થાત્ પ્રત્યેક ધર્મીમાં અનેક પ્રકારનાં પરિણામો થાય છે. અને તે પરિણામો અનેક પ્રકારના ભેદવાળાં છે. આ પરિણામના ભેદમાં કારણ છે ક્રમનો ભેદ. ક્રમ એટલે પ્રત્યક્ષ જણાતાં પરિણામની પૂર્વાપરતા. તે પૈકી આપણે ધર્મ પરિણામનો નાના પ્રકારનો ભેદ જોઇએ. માટીમાંથી ચૂર્ણ, ચૂર્ણમાંથી પિંડ, પિંડમાંથી ઠીકરાં, ઠીકરામાંથી ઘડો. આમ ચૂર્ણ અને પિંડ, પિંડ અને ઠીકરાં, ઠીકરાં અને ઘડો—આ બધાં પરિણામોમાં પહેલાં માટી અને પછી ચૂર્ણ, પહેલાં ચૂર્ણ અને પછી પિંડ, પહેલાં પિંડ અને ત્યાર બાદ ઠીકરાં વગેરે રૂપે ભિન્નતાનો અનુભવ થાય છે અને તે અનુભવ તે પૂર્વાપરતાનો. આ ભિન્નતાના અનુભવમાં કારણરૂપ છે—આ ક્રમ. આમ માટી રૂપે જે ધર્મી તેના ચૂર્ણ પિંડ વગેરે જે ધર્મો તે ધર્મોની ભિન્નતામાં કારણરૂપ છે પૂર્વાપરતા=પહેલાંપણું પછીપણું રૂપી ક્રમ. તેજ મુજબ ભાવિ પળનો વર્તમાન પળ લાભ, વર્તમાન પળને ભૂત પળ લાભ રૂપી જે ભેદ તેમાં પણ એટલે કે લક્ષણ પરિણામમાં પણ જે ભેદ જણાય છે તેમાં એ ક્રમ જ કારણ છે. ભૂતકાળને કોઇ કાળાન્તરનો લાભ થતો નથી કેમકે તેમાં પૂર્વાપરતા આવતી જ નથી. અને ક્રમ તો પૂર્વાપરતા માગે છે. આથી ભૂતકાળને પોતાનો જ લાભ રહે છે. તેજ મુજબ તદ્દન નવી વસ્તુને ધીરે ધીરે પુરાણતા આવે છે. એટલે કે વર્તમાન લક્ષણ નવા ધર્મનો પ્રતિક્ષણ, તેની પરંપરામાં આવતા ક્રમથી વ્યક્ત થતી અનુભવાતી પુરાણતા વગેરેનો ક્રમ તે અવસ્થાની અન્યતા એટલે કે ભેદમાં કારણરૂપ છે.'

અર્થાત્ ધર્મીમાત્રમાં પ્રતિક્ષણ પરિણામો તો ચાલ્યા જ કરે છે. તો એ પરિણામો એક જ પ્રકારનાં છે કે અનેક પ્રકારના?—પરિણામોનાં અનેક ભેદ પડે છે—તે ભેદનું કારણ છે ક્રમ. ક્રમને લઇને એક જ ધર્મીના અનેક ધર્મોમાં પણ અનેક પરિણામો થાય છે. ક્રમમાં જો ભેદ ન હોય તો પરિણામમાં ભેદ ન થાય. માટીમાંથી ઘડો કરવો હોય તો તે ક્રમશઃજ થાય. વિના ક્રમે કદી ન બને. માટીનું પહેલાં ચૂર્ણ ચૂર્ણમાંથી પિંડ, પિંડમાંથી ઠીકરી, અને ઠીકરીમાથી છેવટે ઘડો બને. અહીં માટી રૂપી ધર્મીના ચૂર્ણપિંડ આદિ જે અનેક ધર્મો થયા અને તે બધાય એક બીજાથી જે જૂદા દેખાયા તેનું કારણ ક્રમ છે. અને એ ક્રમ જ ત્રણે પરિણામોનો ભેદ સાધે છે. આ ત્રણ પરિણામો પૈકી ધર્મ પરિણામ અને લક્ષણ

પરિણામ–આ બે ક્વચિત્ થાય છે. પ્રતિક્ષણ એ થાય જ એવો નિયમ નથી. જ્યારે અવસ્થા પરિણામ તો અવશ્ય પ્રતિપળ થાય છે. વસ્ત્રનું ચીંથરું ન પણ થાય, તે ભવિષ્યમાંથી વર્તમાનમાં તો આવે પણ ભૂતકાળમાં તરત ન પણ ચાલ્યું જાય પણ પળે નવું છે–તો પળાન્તર થતાં તેમાં પળ પૂરતી તો પુરાણતા–જીર્ણતા આવે જ છે! અને એ પળે પળે થતું અવસ્થાન્તર પ્રત્યક્ષ લાંબે ગાળે થાય છે. અનેક પળોની અવસ્થાન્તરતા આપણને લાંબે ગાળે જ નજરમાં આવે છે. જેમકે ઘડપણ જન્મની ક્ષણથી જ બાળક ઘરડું થતું જાય છે–પણ તે લાંબે ગાળે–પચાસ સાઠ વર્ષે જ આપણી પકડમાં આવે છે. આથી અવસ્થા પરિણામ જ પ્રતિક્ષણ થાય છે. વળી માટી, ચૂર્ણ વગેરેનો જે અહીં ધર્મધર્મિ ભાવ વર્ણવ્યો છે તે પણ કાલ્પનિક જ છે. પારમાર્થિક નથી. કારણ કે માટી વગેરે પણ પંચતન્માત્રાના ધર્મો છે. પંચતન્માત્રાઓ અહંકારના ધર્મો છે. અહંકાર મહત્તત્ત્વનો ધર્મ છે. અને મહત્તત્ત્વ પ્રકૃતિનો ધર્મ છે. આમ પારમાર્થિક રીતે જોતાં તો પ્રકૃતિમાં જ ધર્મીપણાની વિશ્રાન્તિ છે અને તે જ મૂળમાં ધર્મીકારણ છે. ॥ ૧૫ ॥

હવે ઉપલાં ત્રણ પરિણામો વગેરેનો પ્રપંચ જેને માટે છે–એનો વિવેક જે કામ માટે કર્યો છે તેના ઉપર આવતાં–તેનો નિર્દેશ કરતાં–સૂત્રકાર કહે છેઃ—

**परिणामत्रयसंयमात् अतीतानागतज्ञानम् ॥ १६ ॥**

परिणामत्रय० = પૂર્વે કહેલાં લક્ષણવાળા ત્રણ પરિણામોમાં સંયમ કરવાથી તેનો સાક્ષાત્કાર થતાં યોગીને अतीतानागतज्ञानं० = ભૂતભવિષ્ય સર્વ વસ્તુને સાધારણ એવાં ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપી પરિણામને લગતું સાક્ષાત્કારાત્મક જ્ઞાન થાય છે.

અર્થાત્ ત્રણ પ્રકારનાં પરિણામોમાં સંયમ કરવાથી યોગીને તે તે વસ્તુને લગતા ભાવિ કે ભૂત પરિણામોને લગતું જ્ઞાન થાય છે. હવે આ સૂત્રથી આગળ તમામ સૂત્રોમાં–આ પાદના તમામ સૂત્રોમાં યોગજન્ય વિભૂતિનું શાસ્ત્રકાર નિરૂપણ કરશે. વિભૂતિઓ આમ તો અધ્યાત્મ ગરજુને માટે ત્યાજ્ય જ છે, કેમકે સિદ્ધિઓની પ્રાપ્તિ માટે યોગ નથી. યોગ તો આત્મપ્રાપ્તિ માટે છે. આથી કેવળ આત્માર્થીને માટે તો સિદ્ધિની પ્રાપ્તિ માટેનો યોગ એ આત્મપ્રાપ્તિમાં કેવળ નિરર્થક વિલંબ માત્ર જ છે. અને

પરિણામ—આ બે ક્વચિત્ થાય છે. પ્રતિક્ષણ એ થાય જ એવો નિયમ નથી. જ્યારે અવસ્થા પરિણામ તો અવશ્ય પ્રતિપળ થાય છે. વસ્ત્રનું ચીંથરું ન પણ થાય, તે ભવિષ્યમાંથી વર્તમાનમાં તો આવે પણ ભૂતકાળમાં તરત ન પણ ચાલ્યું જાય પણ પળે નવું છે—તો પળાન્તર થતાં તેમાં પળ પૂરતી તો પુરાણતા—જીર્ણતા આવે જ છે! અને એ પળે પળે થતું અવસ્થાન્તર પ્રત્યક્ષ લાંબે ગાળે થાય છે. અનેક પળોની અવસ્થાન્તરના આપણને લાંબે ગાળે જ નજરમાં આવે છે. જેમકે ઘડપણ જન્મની ક્ષણથી જ બાળક ઘરડું થતું જાય છે—પણ તે લાંબે ગાળે—પચાસ સાઠ વર્ષે જ આપણી પકડમાં આવે છે. આથી અવસ્થા પરિણામ જ પ્રતિક્ષણ થાય છે. વળી માટી, ચૂર્ણ વગેરેનો જે અહીં ધર્મધર્મિ ભાવ વર્ણવ્યો છે તે પણ કાલ્પનિક જ છે, પારમાર્થિક નથી કારણ કે માટી વગેરે પણ પંચતન્માત્રાના ધર્મો છે. પંચતન્માત્રાઓ અહંકારના ધર્મો છે. અહંકાર મહત્તત્ત્વનો ધર્મ છે. અને મહત્તત્ત્વ પ્રકૃતિનો ધર્મ છે. આમ પારમાર્થિક રીતે જોતાં તો પ્રકૃતિમાં જ ધર્મીપણાની વિશ્રાન્તિ છે અને તે જ મૂળમાં ધર્મીકારણ છે. ॥ ૧૫ ॥

હવે ઉપલાં ત્રણ પરિણામો વગેરેનો પ્રપંચ જેને માટે છે—એનો વિવેક જે કામ માટે કર્યો છે તેના ઉપર આવતાં—તેનો નિર્દેશ કરતાં—સૂત્રકાર કહે છે.—

**परिणामत्रयसंयमात् अतीतानगतज्ञानम् ॥ १६ ॥**

परिणामत्रय० = પૂર્વે કહેલાં લક્ષણવાળા ત્રણ પરિણામોમા સંયમ કરવાથી તેનો સાક્ષાત્કાર થતાં યોગીને अतीतानगतज्ञानं० = ભૂતભવિષ્ય સર્વ વસ્તુને સાધારણ એવાં ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપી પરિણામને લગતું સાક્ષાત્કારાત્મક જ્ઞાન થાય છે.

અર્થાત્ ત્રણ પ્રકારનાં પરિણામોમાં સંયમ કરવાથી યોગીને તે તે વસ્તુને લગતા ભાવિ કે ભૂત પરિણામોને લગતું જ્ઞાન થાય છે. હવે આ સૂત્રથી આગળ તમામ સૂત્રોમાં—આ પાદના તમામ સૂત્રોમાં યોગજન્ય વિભૂતિનું શાસ્ત્રકાર નિરૂપણ કરશે. વિભૂતિઓ આમ તો અધ્યાત્મ ગરજુને માટે ત્યાજ્ય જ છે. કેમકે સિદ્ધિઓની પ્રાપ્તિ માટે યોગ નથી. યોગ તો આત્મપ્રાપ્તિ માટે છે. આથી કેવળ આત્માર્થીને માટે તો સિદ્ધિની પ્રાપ્તિ માટેનો યોગ એ આત્મપ્રાપ્તિમાં કેવળ નિરર્થક વિલંબ માત્ર જ છે. અને

આથી તેમાં વિવેકનું દેવાળું અને દૂભવણી જ છે. છતાં યોગની સત્યતામાં વિશ્વાસ પેદા કરવામાં એ જબરદસ્ત સાધન છે. વિશ્વાસ આવ્યો કે પુરુષનો પ્રયત્ન તીવ્ર થયા વિના ન રહે અને આથી આત્મવિશ્વાસ જન્માવવા અને દૃઢ કરવા સિદ્ધિઓ પૈકી કોઈ એકાદ પણ શરુઆતમાં પ્રાપ્ત કરી પછી તેને ત્યજવી યોગ્ય છે. વળી માનવ મનમાં કેટલી અચિન્ત્ય શક્તિઓ ગુપ્ત છે, કેટલી અનન્ત શક્યતાઓ પડીપાથરી રહે છે તે પણ એનાથી જણાય છે અને એ રીતે માનવનો હંસલો વધી જાય છે અને તે જરૂરી છે. ઉત્સાહ તો યોગમાર્ગે જનારનું અખૂટ ભાથું છે. નિરુત્સાહી જીવ માંયકાંકલો હોઈને તેનું તેમાં કશું વળતું નથી. આથી એ દૃષ્ટિએ પણ સિદ્ધિ મેળવવા યોગ્ય છે. આ ઉપરાંત પણ સિદ્ધિ સંપાદન કરવા યોગ્ય છે, એનાં હેતુ છે. જેને આત્મા માટે નહીં પણ જગત માટે–જગતમાં ઐશ્વર્યપૂર્વક રહેવું હોય તેને માટે સિદ્ધિઓ જરૂરી હોય. એટલે કે દુન્યવી મોટી શોધખોળમાં પણ–એટલે કે એને આધિભૌતિક ઉપયોગ માટે પણ ઉપયોગી થઈ શકે. આ યુગના વૈજ્ઞાનિકો આવા યોગી છે. પરંતુ વિવેકી માટે તો વિભૂતિ માટે યોગ દુરુપયોગની અવધિ છે. સિદ્ધિઓનો લોભ જ ન રહેવો એ મહાન સિદ્ધિ છે. એ સિદ્ધિ સમક્ષ સિદ્ધિમાત્ર તુચ્છ અને વામણી છે. આટલી તટસ્થ ચર્ચા પછી યોગદ્વારા જન્મતી સિદ્ધિઓ જોવી ઘટે.

સંયમ એટલે શું તે તો આપણે આગળ જોઈ જ ગયા છીએ. એ સંયમદ્વારા યોગી આશ્ચર્યજનક સિદ્ધિઓ મેળવી શકે છે. તેમાંની પહેલી તે વસ્તુમાત્રના અતીત અને અનાગત પરિણામો ! અને તે ત્રણ પ્રકારનાં પરિણામોનાં સંયમ કરવાથી એટલે કે ધારણા, ધ્યાન અને સમાધિ કરવાથી આખીય ત્રિગુણાત્મક પ્રકૃતિના અતીત અને અનાગત પરિણામો યોગી ધારે તો જાણી શકે. ભૂતકાળમાં જગત કેવું હતું, વર્તમાનમાં કેવું છે, ભાવિમાં કેવું હશે–એ યોગી સંયમદ્વારા સ્પષ્ટ સ્પષ્ટ જાણી શકે છે. સર્વત્ર સિદ્ધાન્ત આ છે. ચિત્ત સ્વરૂપે જ શુદ્ધ અને પ્રકાશમય છે, અને આથી તેનામાં વસ્તુમાત્રને યથાર્થ સમજવાની સ્વાભાવિક શક્તિ છે. એ સ્વાભાવિક શક્તિ અવિદ્યા વગેરે વિક્ષેપોથી ઢંકાઇ જાય છે. જો એ વિક્ષેપોને વિદ્યા વગેરે ઉપાયોથી દૂર કરવામાં આવે તો ચિત્તની સર્વાર્થશીલતા પ્રકટ થાય છે. અને ચોકખાં દર્પણમાં જેમ વસ્તુમાત્રનાં યથાર્થ અને સુરેખ પ્રતિબિંબો સ્પષ્ટ જણાય તેમ ચિત્તમાં સર્વ વસ્તુને ગ્રહણ કરવાની સમર્થતા–એકાગ્રતાના બળે–હતી તે જ પ્રકટ થાય છે એજ સિદ્ધાન્ત અનુસાર ત્રણ પરિણામોમાં

સંયમ કરવાથી તે વસ્તુને લગતાં ભૂત, ભાવિ પરિણામોનું સાક્ષાત્કારાત્મક જ્ઞાન થાય છે. અમુક ધર્મમાં, આ ધર્મ; આ લક્ષણ, અને આ અવસ્થા અનાગત કાળમાંથી આવી વર્તમાન કાળમાં પોતપોતાનો વ્યાપાર કરી, ભૂતકાળમાં પ્રવેશે છે—એમ જ્યારે વિક્ષેપ રહિત ચિત્તે સંયમ કરે છે ત્યારે તે ધર્મીને લગતું ભૂત ભાવિ વર્તમાન પરિણામ માત્રનું તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પરિણામત્રયનું સાક્ષાત્કારાત્મક જ્ઞાન ઇતિહાસવેત્તાને, વૈજ્ઞાનિકને જરૂરી થઈ પડે. પુરાતત્વવિદોને ખપનું થઈ પડે. યોગીને માટે તો એનો ભારે આધ્યાત્મિક ઉપયોગ થઈ શકે અને તે વિવેકને જન્માવી, પોષી ઉછેરી દૃઢ કરવામાં. પોતાના જ ચિત્તરૂપી ધર્મીના ધર્મ-લક્ષણ-અવસ્થા પરિણામોનો જો એ સંયમ દ્વારા સાક્ષાત્કાર કરી શકે તો પોતાનું ભૂત જીવન કેવું હતું, વર્તમાન કેવું છે, ભાવિ કેવું હશે એ નક્કી કરી શકે. પરિણામે વિવેકની વધારે તીવ્ર સાધનામાં એ જ્ઞાનનો ઉપયોગ કરી શકે વિરાગ માટે એ વધુ સજાગ થાય! ॥૧૬॥

હવે સંયમથી સિદ્ધ થતી બીજી વિભૂતિનો ઉલ્લેખ કરતાં ભગવાન સૂત્રકાર કહે છે.—

**शब्दार्थप्रत्ययानां इतरेतराध्यासात् संकरः तत्प्रविभागसंयमात् सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥**

शब्दार्थ०=શબ્દ, અર્થ, અને જ્ઞાનનો વ્યવહારમાં इतरेतराध्यासात्= પરસ્પર અધ્યાસને લઇને संकरः=અવિભક્ત પ્રતિતિ થાય છે! तत्प्रविभागसंयमात्= તેના—શબ્દ અર્થ અને જ્ઞાનના વિભાગમાં સંયમ કરવાથી सर्वभूतरुतज्ञानं= પ્રાણીમાત્રના શબ્દનું જ્ઞાન થાય છે.

અર્થાત્ જો માણસ ધારે તો પ્રાણીમાત્રની બોલીને સમજી શકે છે. જેમ આપણી તેમ પ્રાણીમાત્રની બોલી હોય છે. પ્રાણીમાત્ર પોતપોતાની બોલીમાં પોતપોતાનો વ્યવહાર આપણી માફક જ વ્યવસ્થિત રીતે કરે છે. ચકલી ચી ચી કરે ને આપણને એ ચી ચી કરે છે એટલું જ સમજાય છે. પણ એ કેવળ ચી ચી જ નથી. એ તો એના અભિપ્રાયનું સ્પષ્ટીકરણ છે. આપણને એણે ચી ચી દ્વારા બીજી ચકલીને શું કહ્યું તે સમજાતું નથી—એટલે આપણા અભિમાનમાં એમ માની લઇએ છીએ કે માણસ જ પદ્ધતિસરનું બોલી શકે એવું પ્રાણી છે. આ આપણો વહેમ જ છે આત્મા અનન્ત પ્રકારે આત્મસ્પષ્ટીકરણ કરે છે. આત્માની લ્હેર લૂંટે છે. સ્વરસને ચાખે છે. God fulfills himself in many ways—એ કવિ ઉક્તિ

ભારે શાણપણની સૂચક છે. પ્રાણીમાત્રને પોતાની ભાષા છે. અને તે દ્વારા તે માંહોમાંહે પોતાનો વ્યવહાર ચલાવે છે. સંયમ દ્વારા માણસ ધારે તો પ્રાણીમાત્રની બોલીનો અર્થ જાણી શકે છે. એમાં સિદ્ધાંત આ છે. શબ્દ, એ શબ્દથી કહેવાતો પદાર્થ અને તેનાથી ઉત્પન્ન થતું જ્ઞાન એ ત્રણે પરમાર્થ દૃષ્ટિએ ભિન્ન છે. છતાં વ્યવહારમાં શબ્દ અર્થ અને જ્ઞાન આપણને ભિન્ન લાગતાં નથી શબ્દ એ કાનથી પકડાય છે. અક્રમ ક્રમવાળા વર્ણોની બનાવટ છે. નક્કી કરેલા એક પદાર્થને લગતી સમજ આપવા પૂરતો મર્યાદિત છે. એ શબ્દ વાચકમાત્ર છે. એનો વાચ્ય પદાર્થ ક્યાં તો જાતિ, ક્યાં તો ગુણ ક્યાં તો ક્રિયા કે નામ હોય છે. તે તે પદાર્થનાં આકારની જે બુદ્ધિ વૃત્તિ તે પ્રત્યય છે. હવે શબ્દ ભાષામાં કે શબ્દકોષમાં વસે છે. પદાર્થ પોતાનામાં વસે છે. જ્ઞાન આપણામાં વસે છે. આથી એ ત્રણે પરસ્પર જૂદા છે. છતાં જૂદા છે એ સામાન્ય માનવને સમજાતું નથી. 'ગાય લાવ' માં 'ગાય' એટલે શું? એ શબ્દ એટલે શું?—એ જ્ઞાન એટલે શું એમ જો પૂછવામાં આવે તો એક સરખો જ ઉત્તર સામેથી મળે છે. જો એ ત્રણે જૂદા છે છતાં જો તેની એક રૂપે પ્રતીતિ ન થતી હોય તો એકરૂપે ઉત્તર આપે કેવી રીતે? બસ. આ ત્રણે ભિન્ન છે છતાં તેમની વચ્ચેનો ભેદ ન જાણવો એનું જ નામ શબ્દ, અર્થ અને જ્ઞાનનો ઈતરેતરાધ્યાસ છે—એથી જ અવિભક્ત પ્રતીતિ થાય છે—તેને સંકર કહે છે. તો જો તેના પ્રવિભાગમાં—એટલે કે શબ્દ, અર્થ અને વૃત્તિજ્ઞાનના ભેદમાં ધારણા ધ્યાન અને સમાધિ રૂપી સંયમ કરવામાં આવે તો પ્રાણીમાત્રની બોલીનું જ્ઞાન થાય છે. એટલે કે અમુક પ્રાણીએ અમુક જાતનો અવાજ અમુક અર્થ કહેવાને માટે કર્યો છે એવી 'સમજણ પડે છે.

કદાચ પ્રશ્ન થશે કે આ વિભૂતિનો ઉપયોગ શો? જવાબ તો પૂર્વે આવી ગયો છે. ઉપયોગ છે—અને નથી. ધ્યેયનિષ્ઠને માટે તો સિદ્ધિ ધ્યેય પ્રાપ્તિમાં કેવળ વિલંબરૂપ છે છતાં માનવ આત્મા કેટલો અપાર—અગાધ—વિશાળ—અનન્ત છે એની પ્રતીતિ આ બધાં દ્વારા કરવામાં એને જાતનો આનન્દ થાય! માનવ જો પ્રાણીમાત્રની બોલી સમજી શકતો હોય, તો આ દુનિયાની કેટલી યાતનાઓ ઓછી થઇ જાય! પણ કમબખ્તી એ છે કે માનવ માનવની સામાન્ય બોલી પણ સમજતો નથી. અગર તો સમજવાની દરકાર રાખતો નથી. પછી હેવાની બોલીની વાત તો આઘે રહી. વળી અવકાશના સમયમાં વિનોદ માટે પણ આ સિદ્ધિ ખપ આવે. વળી—પરમાત્મા કેટલી અનન્ત રીતે અને ગાઢે જાતને કહી રહ્યો છે—કેટલા

અનન્ત અભિપ્રાયોપૂર્વક વર્તી રહ્યો છે—એ જાણી માણસ ધારે તો સાનન્દાશ્ચર્ય, અનુભવી, નિરભિમાની થઈ શકે ! "सबकी बोली" નો જાણકાર સર્વાન્વયી અવ્યય શક્તિ થઈ શકે. દુનિયાના વેરવિરોધને ટાળવામાં ઉપયોગી થઈ શકે ! વળી જે સૌનો અભિપ્રાય જાણે તે જાતના અભિપ્રાયને યોગ્ય વળાંક આપી શકે. બળદની બોલી માણસ જાણે તો તેને ત્રાસ નહીં આપે. ઘોડાની જાણે તો તેને ગાડીએ નહીં જોડે. ચકલીની જાણે તો તેને ગોફણે નહીં વીંધે ! પરિણામે એ નિરભિપ્રાયી પણ થાય ! અને નિરભિપ્રાયી માનવ દુનિયાને ભારે આશીર્વાદરૂપ નીવડે. સ્યાદ્વાદીનો એ સગો ભાઈ થાય ! વળી આંતર પ્રાણીય બોલીનો અભ્યાસ માનવ અને ઇતર પ્રાણીઓના સંબંધને સુધારવામાં પણ ખૂબ ઉપયોગી થાય ! વળી ભૂતજીવનમાં તેવા જીવને ભારે રસ પડે ! આ "सबकी बोली" નું ભાન ખૂબ જરૂરી થઈ શકે ! ઉપર બતાવેલી તમામ વિચારસરણિ સૂત્રાર્થમાંથી જ ફળે છે—જો સ્વસ્થ ચિત્તે સૂત્રાર્થમાં સંયમ કરીને જોઈએ તો. ॥૨૭॥

ઠીક તો, આ પત્ર તો બેચાર બેઠકે પૂરો કર્યો છે. અને તે પણ બેચાર દિવસની બેચાર બેઠકે. કાંઈક સંયોગો જ એવા છે ! હવે પોઢવું જોઈએ ! કેમકે મોડા ઉઠવાનું આવતી કાલે શનિવાર હોઈને પાલવે એમ નથી ! અસ્તુ. કુશળપત્ર લખવા તસ્દી લેશો.

લિ૦ ભાઈના હૃતવંદન.

---

## (૯૧)

વ્હાલા ભાઈ,

ઝડપભેર જીવન વહ્યે જાય છે. નદીનો તરંગ અટકે તો કાળનું વહન અટકે. કરવાનું ઘણું સૂઝે છે છતાં થોડું પણ ભાગ્યે જ થાય છે. કેમકે માણસને મર્યાદા છે. અને આથી જ તેણે કર્તવ્ય તેટલું જ કરવું ઘટે ! છતાં કર્તવ્ય તેટલું જ બાકી રહી જાય છે અને અકર્તવ્ય તેટલું જ થઈ જાય છે ! વળી કર્તવ્યનો નિર્ણય પણ કપરો ! કર્તવ્ય શું અને તેમાં મુખ્ય શું-અને ગૌણ શું એનો વિવેકી નિર્ણય પણ વ્યક્તિએ વ્યક્તિએ જૂદો હોય ને ! અને છતાં કેટલાંક સાર્વજનિક કર્તવ્યો જ હોય છે. તેને જ પ્રાચીનો સાર્વવર્ણિક—સૌ વર્ણોને લાગુ પડતો ધર્મ કહેતા ! જેમકે—સત્ય, બ્રહ્મચર્ય ! ઘણું કરવાનો લોભ પણ અવિવેક જ છે ને ! પરમાત્મા કદાચ

જીવ પામે ઇચ્છતો જ ન હશે ! કેમકે તેણે જ તેને મર્યાદા દોરી આપી છે ! એટલા સમજાતુ નથી કે કેમ પણ ઘણુ બધુ કરી નાખવાનો લોભ કે મોહ નથી જ જતો ! પરિણામે માણસ મોટે ભાગે ન કરવાનુ જ ઘણુ કરી નાખે છે અને કરવાનુ જ ઘણે ભાગે વિસારે છે ! યોગપત્રાનિ અભગ પણે ચાલે એ ઇષ્ટ પણ કોઇને કોઇ કારણે કે વગર કારણે પણ અભગતા નથી જ જળવાતી ! ત્યાનો ફરિયાદ કર્યે શુ વળે ! જે કાઇ થાય તેટલુ કરવુ સદી–ઈશ્વર ઇચ્છે ત્યા સુધી એટલે તે અનુકૂળ હોય ત્યા સુધી

ગયા પત્રમા યોગી 'સર્વભૂતરુત'નો જાણનાર થાય છે એ જોયુ હવે બીજી વિભૂતિનો નિર્દેશ કરતા કહે છે —

**संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ॥ १८ ॥**

संस्कार०=સસ્કારોનો સયમદ્વારા સાક્ષાત્કાર કરવાથી पूर्वजातिज्ञानम्= પૂર્વજન્મની પરપરાનુ જ્ઞાન યોગીને થાય છે

અર્થાત્ પૂર્વજન્મ એ ગપ્પુ નથી હકીકત છે અને તેનુ માણસ ધારે તો જ્ઞાન મેળવી શકે છે એનો બીજો અને વધારે ઉપયોગી અર્થ એ થયો કે આત્મા અમર છે દેહની ઉપજે એ ઉપજતો નથી–એના નાશે એ નષ્ટ થતો નથી પણ અનેક દેહોમા એક જ આત્મા જન્મજન્મમા હોય છે જેમ ચાલુ દેહે અવસ્થા ભેદે આત્મભેદ થતો નથી તેમ અનન્તકાળમા અનેક દેહભેદે આત્મભેદ થતો નથી આમ પ્રાણીમાત્ર અમર છે પ્રાણીમાત્રના દેહની ફેરબદલી થયા કરે છે અને આત્મા દેહભેદે, દેશભેદ, કાળભેદ, ભોગભેદ, અનુભવભેદ, અનુભવ્યા કરે છે આ સિદ્ધિનો વિશેષ ઉપયોગ વૈરાગ્ય જન્માવવા માટે પૂરતો છે ભોગની પ્રબળતા અને યોગની દુર્બલતાને લઇને આત્મા કેવો લાચાર થઈ રહે છે તેનો ઇતિહાસ–સૃજન જૂનો ઇતિહાસ આ સિદ્ધિ બતાવી શકે છે આત્માના સ્વરૂપ મહિમાની વિસ્મૃતિનુ પણ એમા સૂચન જોવુ રહે છે ! આ અને આવી વિભાવના આ સૂત્રના ધ્યાનમય ચિન્તનથી સ્ફુરવી ઘટે તો એ થાય કેવી રીતે ? એવી પાત્રતાનો સિદ્ધાન્ત કયો ?

તો સસ્કારો બે જાતના છે એ પહેલા જાણી લેવુ ઘટે છે વાસના રૂપ સસ્કારો અને પુણ્યપાપરૂપી સસ્કારો વાસનારૂપી સસ્કારો સ્મૃતિ અને ક્લેશોનુ મૂળ છે પાપપુણ્ય–ધર્માધર્મના સસ્કાર જન્મ, આયુષ અને ભોગના કારણરૂપ છે વિભૂતિમા આ સસ્કારો અચિન્ત્ય રૂપે જમા થયા

કરે છે. સંસ્કાર માત્ર અનુભવરૂપ જ હોય છે. અને અનુભવ અનુભવ કરતાર સિવાય હોતા નથી. વળી બીજાના અનુભવે આપણને સંસ્કાર પડતા નથી! આંથી આપણે જાતે જ આપણા ચિત્તમાં જ તે તે અનુભવોની છાપ રૂપે સંસ્કારોને જમા કરી રાખીએ છે. સંસ્કારોની થપ્પી ઉપર થપ્પી ખડકે જઇએ છીએ. આથી જન્મજન્માન્તરના પણ તે તે અનુભવો સંસ્કારરૂપે આપણા ચિત્તમાં હોય છે જ પણ તે સંસ્કારોની ઘડી વળી ગયેલ હોય છે. તેના થર ઉપર થર બાઝી ગયેલા હોય છે. છતાં એ થરોની નીચે-સૌથી નીચે તો તેનો અનુભવ કરતા હોય છે જ. આપણે એ અનન્ત સંસ્કારોની ઝીણી ઘડીઓને સંયમદ્વારા ઉકેલી શકીએ છીએ. અને એ સંસ્કારોનું જેમ જેમ ધારણા ધ્યાન સમાધિરૂપી સંયમદ્વારા ઉદ્બોધન થાય છે તેમ તેમ તે સંસ્કારો જે પરિસ્થિતિમાં પડ્યા હોય તેનું પણ ભાન થતું જાય છે. તીવ્ર સ્મૃતિ યોગે છેક નાનપણમાં આપણને જે અનુભવ થયો હોય અને વિસ્મૃતિના ઊંડાણમાં જે સરકી પડ્યો હોય તે આપણને ક્વચિત્ તાજો થઈ આવે છે. એ જ મુજબ તીવ્રતમ સ્મૃતિ યોગે જન્માન્તરના અનુભવો પણ છતા થઈ શકે છે. જે દેશમાં, જે કાળે, જે નિમિત્તે જે અનુભવ થયો હોય તે દેશ-તે કાળ અને તે નિમિત્તનું પણ સ્મરણાત્મક જ્ઞાન આ રીતે થઈ શકે છે. આપણે તેના તે છીએ. આપણું સંસ્કાર સંચિત ચિત્ત પણ તેનું તે જ છે. ફક્ત ભૂતકાળના સર્વવિસ્મારક ઊંડાણમા બધુંય પડ્યું છે. આ ભૂતકાળના અતલ ઊંડાણમાં સંયમની Powerful Battery ધરતાં તે તે સંસ્કારો ઉપર અજવાળું પડે છે. અને સાથે જ તે તે સંસ્કારોની સર્જક પરિસ્થિતિ પણ તે અવસ્થામાં અણજાણી રહી શકતી નથી. ભારે આળસુ-ઊંઘમાં કુંભકર્ણને પણ ભૂલાવી દે એવા સંસ્કારોને સંયમદ્વારા ફક્ત જાગૃત કરવાનો તેટલો પુરુષાર્થ આપણે કરવો રહે છે. આથી જન્મજન્મની જન્મોત્રી જો જોવી હોય તો તેને માટે પરમાત્માએ જોગવાઈ રાખી છે. એટલે કે તે દ્વારા જીવ પોતાની "પરિવ્રાજક ચર્યા"-એક દેહમાંથી બીજા દેહમાં ભટકવાની લંપટ વૃત્તિને ઇચ્છે તો દૂર કરી શકે છે. પુરાણોમાં 'જાતિસ્મર' યોગીઓની કથા આવે છે તે કેવળ સાચી છે. કેમકે તે અકલમાં આવી શકે છે. પણ આ સુતત્વનું રહસ્ય તો ઉપર કહ્યું તેમ વિવેક ઉદ્બોધન માટે જ છે! કૈવલ્ય માટે તેને પ્રેરવા માટે જ પ્રભુએ આવી ગજબનાક-ભારે આશ્ચર્યપૂર્ણ યોજના રાખી છે! પરમાત્માની સૃષ્ટિ રચનાની ચાતુરીને આ ભારે અંજલિ નથી? વળી યોગી સમસ્ત પરમાત્માક રહસ્યમય-રહસ્યપ્રિય પરમાત્મા પણ પોતાનાં રહસ્યો રહસ્ય રાખી સકતા

નથી-માનવ પુરુષાર્થને એ ભવ્ય અંજલિ નથી? અમરત્વના નિશ્ચય માટે આ સિદ્ધિ ખૂબ ઉપયોગિની છે। અને અમરત્વના ભાન સાથેજ નિર્ભયતાનો ઉદય થાય! જન્મમરણનો હાઉ નીકળી જાય! આત્મા ઉપર એ ઉંટભારજ લદાયેલ છે એની પૂરી ખાત્રી થઈ જાય! વેદાન્તના અનુભવ માટે એથી ઘણું વધુ યોગ્ય થાય! આથી જાતિસ્મર થઈ પરમવૈરાગ્ય પ્રાપ્ત કરવો એ કર્તવ્ય થઇ પડે છે। વળી જેમ માણસ પોતાના તેમ બીજાના જન્મોની પરંપરાનો પણ સાક્ષાત્કાર કરી શકે છે ફક્ત તેણે તેના-પારકાના-સંસ્કારોમા સંયમ કરવો રહે છે સિદ્ધાન્ત એકજ છે અસ્તુ ॥૧૮॥

હવે સંયમથી સિદ્ધ થતી બીજી વિભૂતિનો ઉલ્લેખ કરતા સૂત્રકાર કહે છે —

**प्रत्ययस्य परचित्तज्ञानम् ॥१९॥**

प्रत्ययस्य=અહીં પ્રત્યય શબ્દ પરચિત્ત વાચક છે તેના એટલે કે આપણા સિવાયના બીજાના ચિત્તનો, કોઈએક ચિહ્નદ્વારા પકડાયેલ ચિત્તનો સંયમદ્વારા સાક્ષાત્કાર કરવાથી परचित्तज्ञानम्=પારકાના ચિત્તનો-સંપૂર્ણ વિગતથી યુક્ત પરચિત્તનું જ્ઞાન-સાક્ષાત્કાર થાય છે

અર્થાત્ જેમ આપણા તેમ આપણા સિવાયના બીજાના હૃદયમા અમુક ક્ષણે શું વિચારો ચાલી રહ્યા છે તેનું જ્ઞાન યોગી ઈચ્છે તો સંયમદ્વારા મેળવી શકે છે ચિત્તની વૃત્તિના-ચાલુ ક્ષણે ચિત્તમા જે વિચાર ફરકતા હોય તેને લીધે માણસના મોઢા ઉપર કે વર્તનમા ફેરફાર થયા જ કરે છે ચાલુ ક્ષણે જો પ્રેમની વૃત્તિ હૃદયમા ઉછાળ હોય તો તેના સૂક્ષ્મ ભાવવિકારો મોઢા ઉપર ઝળકી ઊઠે છે એ સૂક્ષ્મ ભાવોનું કુશળ માણસજ પ્રયત્ને સંગોપન કરી શકે છે પણ યોગી તો વિશેષ કુશળ હોય છે આથી સૂક્ષ્મભાવોના કોઈ એકાદ ચિહ્ન ઉપરથી તે કઈ ક્ષણે કયો ભાવ ઉદાર છે તે પકડી પાડી તેમા સંયમ કરે છે અને સંયમની Battery સમક્ષ તો કાંઈ છૂપું રહી શકતું નથી આથી સામાના મનોભાવનું પૂરું વાચન તે કરી શકે છે તેનું પૂરું પૃથક્કરણ કરી શકે છે કુશળ ટપાલીની પેરે જે ખાનામા જે ભાવ જતો હોય તેને તે ખાનામા વહેંચી નાખી શકે છે પણ યોગી એનો દુરુપયોગ ન કરે-કેમકે તે યોગી છે સાચું પૂછો તો સૌએ-ખાસ કરીને સંસારીએ આ સિદ્ધિ મેળવવા જેવી છે કેમકે મોટે ભાગે સામાજીક કલહ કંકાસ એકમેકને ઠીક ઠીક ન સમજવાના પરિણામે ઉદ્ભવે છે પરસ્પર ગેરસમજૂતને લઇને માણસ જાત દુઃખી બની છે। જો સૌ બીજાના

ભાવને ઠીક ઠીક સમજતા હોત તો મોટે ભાગના ટંટાઓ જગતમાંથી દૂર થઈ જાત! આ ઉપરાંત મહત્ત્વાકાંક્ષી જીવોને પણ આ સિદ્ધિ ઉપયોગીની થાય! આ સિદ્ધિમાંથી માનસશાસ્ત્રની ઉત્પત્તિ થાય છે. જે પરચિત્ત વાચનમાં કુશળ હોય તે મહાન નેતા થઈ શકે–કેમકે લોકમાનસને ઉકેલવા માટે તેની પાસે જબરદસ્ત સ્વાધીન સાધન છે. અને જાણે અજાણ્યે પણ મહાન લોક નેતામાં આ સિદ્ધિ હોય છે! પરસ્પરના સંબંધને સ્વચ્છ કરવા અને સુધારવા માટે પણ આનો ઉપયોગ થઈ શકે! અને સૌથી મોટી વાત તો બીજી જ છે. 'પરચિત્ત'માં જો 'પર' શબ્દનો પરમાત્મા એવો અર્થ લઈએ તો પરમાત્માના હૃદયનું પણ વાચન સંયમદ્વારા યોગી કરી શકે છે. અને પરમાત્માનું હૃદય જે સમજી શકે તે જીવ તો દુનિયાને મહાન આશીર્વાદ રૂપ નીવડે. વળી "हृदयं विश्वमस्य" "આ વિશ્વ પરમાત્માનું હૃદય છે" એવો શ્રુતિબોલ છે. આથી આખાં વિશ્વને સમજવા માટે એવો યોગી સમર્થ થાય છે! દાર્શનિક શાસ્ત્રોને અક્ષરાવતાર આપનારા મહાન ઋષિઓ આ અર્થમાં પરચિત્તજ્ઞાની હોય છે! કેમકે તેવા પ્રાચીન કે અર્વાચીન, આ દેશના કે કોઈપણ દેશના ઋષિઓ પરમાત્માના હૃદયભાવને સંયમદ્વારા જાણી લાવે છે. દુરુપયોગ બતાવવા તો આ પત્રો લખાતા જ નથી! એટલે એ બાબતમાં તો સંયમ જ કેળવવો યોગ્ય છે. ૧૯

અહીં પ્રશ્ન એ ઉઠે છે કે યોગી પારકાના ચિત્તને તો વાંચી શકે છે એટલે કે સામાના વિચારોને તો વાંચી શકે છે–પરંતુ તે વિચારો જે વિષયને લગતા હોય તે વિષયનો પણ તે વેળા સાક્ષાત્કાર કરે છે ખરો? જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છે:—

**न च तत् सालंबनं, तस्य अविषयीभूतत्वात् ॥ २० ॥**

तत्=તે પરચિત્ત–પારકાના વિચારો सालंबनं=આલંબન એટલે વિષય. તે વિષય રહિત. न च=સાક્ષાત્ નથી જ થતા કેમકે तस्य=આલંબન સહિત તે પરચિત્ત अविषयीभूतत्वात्=સંયમનો વિષય થતું નથી.

અર્થાત્ અમુક ક્ષણે અમુક પ્રકારની વૃત્તિ સામાનામાં ચાલતી હતી એટલું જ પ્રત્યયમાં સંયમ કરવાથી તો યોગી જાણી શકે છે. એટલે કે કેવળ અમુક ક્ષણે અમુકનું મન રાગી છે કે વિરાગી છે–એટલું જ જાણી શકે છે. પણ અમુકમાં રાગ છે–અમુકમાં વિરાગ છે–એમ વિશેષપણે જાણતો નથી. પણ એનો અર્થ એ નથી કે તે આલંબન સહિત તેને ન જાણી શકે. જ્યારે વિચારના આલંબન સહિત તેમાં સંયમ કરે છે ત્યારે તેને–

વિચારને આલંબન સહિત એ જાણી શકે જ ! સંયમના વિષયક્ષેત્રમાં જે કાંઇ આવે તે બધાંયનું આરપાર જ્ઞાન મળી શકે છે એ સિદ્ધાન્ત છે. જે કાઈ સંયમના વિષયની બહાર હોય તે અણજાણ્યુ રહે એ કુદરતી જ છે ! દીવાની જ્યોતિ જે વસ્તુ સમક્ષ ધરવામા આવે તેને જ ઉજાળે. આથી જે વસ્તુ તેની સમક્ષ નથી તેને નથી ઉજાળતી એમ નથી કેવળ તે વસ્તુને તેની સમક્ષ આણવી ઘટે અગર તો તેણે તેની સમક્ષ જવું ઘટે. આ સિદ્ધિ પણ વિવેકી રીતે ઉપયોગમા આવે તો ઘણો ફાયદો થઈ શકે ! વિષય રહિત વિચારોને પકડી શકાય છે અને આથી રાજનીતિમાં કે સમાજમાં ગુન્હાહિત પ્રવૃત્તિઓના ઉપર આને લીધે જબરદસ્ત કાબૂ રહી શકે છે. તેમજ વ્યક્તિગત જીવનમાં પણ એનો એ રીતે સુહૃદ્‌ની ભાવનાએ જો ઉપયોગ લઇએ તો ઘણાનું કલ્યાણ કરી શકાય ! ૨૦

આમ વિષય સહિત પરચિત્તનું વાચન થઈ શકે છે એ બતાવી હવે અંતર્ધાન કરવાની કળાનું સરહસ્ય સ્ફોટન કરતાં ભગવાન પતંજલિ કહે છે.

**कायरूपसंयमात् तद्ग्राह्यशक्तिस्तम्भे चक्षुःप्रकाशासंप्रयोगेऽन्तर्धानम् ॥ २१ ॥**

कायरूपसंयमात्=કાયા એટલે આપણુ પાંચભૌતિક શરીર, તેનું રૂપ એટલે આંખથી પકડાતો ગુણ વિશેષ તેમાં સંયમ કરવાથી तद्ग्राह्यशक्तिस्तम्भे=તે રૂપની ગૃહીત થવાની જે શક્તિ–એટલે આખથી પકડાઇ જવાની જે શક્તિ અર્થાત્ આંખને લગતી પ્રત્યક્ષ થવાની જે તાકાત તેનું સ્તંભન થતાં–રોકાણ થતાં–चक्षुःप्रकाशासंप्रयोगे=બીજાની આંખના પ્રકાશથી–તેનાથી ઉપજતાં જ્ઞાનની સાથે સંયોગ ન થવાથી એટલે કે તેનો વિષય ન થતો હોવાથી अन्तर्धानम्=પોતાની મરજી મુજબ યોગી અંતર્ધાન કરી શકે છે.

અર્થાત્ યોગી ઇચ્છે તો સૌ સમક્ષ એ અદૃશ્ય રહી શકે છે. અને એ સમજાય એવી ચીજ છે. આપણી આંખ આપણને એકબીજા સમક્ષ ધરે છે. આંખમાં રૂપને પકડવાની શક્તિ છે. આંખથી પકડાતા ગુણવિશેષનું જ નામ રૂપ છે એ રૂપમા સંયમ કરવાથી–સાક્ષાત્કાર પર્યન્તનો સંયમ કરવાથી તેની પકડાઇ જવાની, એટલે કે સામાની આંખથી પકડાઇ જવાની શક્તિનું સ્તંભન થાય છે. આમ થતાં સામાની આંખના પ્રકાશનો એ કાયા વિષયજ ન થાય ! અને સામાની આખના પ્રકાશનો જો શરીર વિષયજ ન થાય તો તેનું દર્શન અશક્યજ થઈ પડે ! સામો તે વેળા આંધળો થઇ

જતો નથી, દેખાતો જ રહે છે. પણ તેના દર્શનનો વિષય બને તો તે સામાને જોઈ શકે! યોગી પોતાની કાયાના રૂપમાં સંયમ કરે છે અને આથી સામાની આંખે તે કાયા જોવાઈ જવાની જે શક્તિ તેને જ રોકી દે છે. આથી ઉઘાડી આંખે પણ સામો તેના યોગીને જોઈ શકતો નથી. પરમાત્મા સ્વયં આ સિદ્ધિનો નિરન્તર ઉપયોગ નથી કરતા? અંતર્ધાન કરવામાં–અંતર્હિત રહેવામાં કયો યોગી પરમાત્માને ચડી જાય! પરમાત્મા યોગેશ્વર હોઇને તેનામાં તો સિદ્ધિમાત્ર સ્વયંસિદ્ધ છે! અને આથી સામાન્ય જીવો–આપણા જેવા જીવો પરમાત્માનું રૂપ જોઈ શકતા નથી. તેજ મુજબ શબ્દ, સ્પર્શ, રસ, ગન્ધ રૂપી ગુણોમાં પણ જો સાક્ષાત્કાર પર્યન્તનો સંયમ કરવામાં આવે તો બીજાના કાન, ચામડી, જીભ, નાકનો વિષય ન થવાથી એમનું પણ અંતર્ધાન થઈ શકે છે. અર્થાત્ યોગી ધારે તો બોલતો રહે પણ કોઇને તેનો શબ્દ ન સંભળાય! કોઇને એનો સ્પર્શ ન થાય! કોઇને એનો જીવનરસ ન સમજાય! એની જીવન સૌરભ ન ખ્યાલ આવે! અને પરમાત્મા પણ મહાનમાં મહાન યોગી જ છે ને! આથી જ તેનો શબ્દ સૌને નથી સંભળાતો. તેનો સ્પર્શ સૌથી નથી અનુભવાતો. એનો રસ સૌથી નથી ચખાતો. એની સુરભિ સૌથી નથી સૂંઘાતી! પરમાત્મા સિદ્ધાવસ્થામાં રહેલ યોગી છે. માનવયોગી ધારે તો તેનું–પુત્ર જેમ પિતાનું તેમ અનુકરણ કરી શકે છે. આ બધું આપણને તો પરીની કથા જેવું લાગે. અજાયબી ભરેલું લાગે. કદાચ જાદુ પણ લાગે. પણ હું અને તમે જેટલા હકીકત રૂપી છીએ તેટલું જ આ બધું ય હકીકત રૂપ છે. આપણાથી આ બધી સિદ્ધિઓ નથી મેળવાતી એ જૂદી વાત છે. પાઘના વાંકે પખાલને ડામ ન દેવાય! ૨૧

આ ઉપરાંત બીજી વિભૂતિનો ઉલ્લેખ કરતાં કહે છે:—

**सोपक्रमं निरुपक्रमं च कर्म, तत् संयमाद् अपरान्तज्ञानं अरिष्टेभ्यो वा ॥ २२ ॥**

कर्म=આયુષ્ય રૂપી ફળ આપનારું કર્મ બે પ્રકારનું છે. એક સોપક્રમ બીજું નિરુપક્રમ. तत्संयमात्=તે બંન્ને પ્રકારના કર્મમાં સંયમદ્વારા સાક્ષાત્કાર પર્યન્ત પહોંચવાથી वा=અથવા તો अरिष्टेभ्यः=આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક અરિષ્ટો–મરણસૂચક ચિહ્નો દ્વારા યોગીને अपरान्तज्ञानम्=પોતાના મરણનું જ્ઞાન થાય છે.

અર્થાત્ યોગી ઇચ્છે તો પોતે ક્યા ત્યારે કેવી રીતે મરણ પામવાનો છે એનુ જ્ઞાન એ મેળવી શકે છે પૂર્ણયોગી સ્વચ્છન્દ મૃત્યુ હોય છે તેવો યોગી પોતાનુ મૃત્યુ જે દેશમા જે કાળમા જે નિમિત્તે થવાનુ હોય તેમા ફેરફાર કરી શકે છે પણ કરતો નથી કારણ યોગી ઇશ્વરીય યોજનાનો પરિપૂર્ણ મર્મજ્ઞ હોય છે તે ઉપરાત બાહ્ય ભૌતિક દેહના ત્યાગની એ એની કિંમત નથી આકતો કે જેથી ઇશ્વર સકલ્પની સામે બળવો કરવા એ ઇચ્છે સાચો યોગી નિયતિના નિયમને અધીન થઈ પરમાત્મ પ્રેમની પૂરી પરીક્ષા અર્પે છે। યોગીને—સાચા યોગીને દુનિયામા પ્રસિદ્ધિ કે આબરૂ મેળવવા માટે 'જાદુગરી' જેટલી પોતાની સિદ્ધિને સસ્તી કરવાના કોડ હોતા નથી। અહીં તો માનવમા રહેલી અનન્ત શક્યતાનો નિર્દેશ માત્ર સમજવો રહ્યો છેવટે તો જો યોગી મૃત્યુ ફેરવે તો તે પણ ઇશ્વરની સમ્મતિથી જ હોય છે આ રહસ્યજ્ઞાન સૌ સમજી લે. એ ઇચ્છવા જેવુ છે તો યોગીની આ સિદ્ધિ પાછળ સિદ્ધાન્ત યો છે? સિદ્ધાન્ત આ છે કર્મના ફળ તરીકે જનને મળે છે દેહ વગેરેનો સયોગ—આયુષ્ય અને ભોગ તે પૈકી ચાલુ દેહમા અમુક કર્મો જ ભોગવવાના હોય છે અને તેની એટલે કે તે કર્મના ફળના ભોગની ઇશ્વરનિર્મિત આયુષ્ય મર્યાદા હોય છે। તો એ આયુષ્ય નિયામક કર્મના છે એ પ્રકારો એકને કહે છે સોપક્રમ કર્મ બીજાનુ નામ છે નિરુપક્રમ કર્મ ઉપક્રમ એટલે વ્યાપાર એટલે કે ફલદાનનો વ્યાપાર સોપક્રમ એટલે ફલદાનમા તીવ્ર વ્યાપાર સહિત અર્થાત્ મોટે ભાગે જે ફળી ચૂક્યા છે અને થોડાજ બાકી રહ્યા છે એવા કર્મોનુ નામ સોપક્રમ કર્મ છે થોડાજ ફળી ચૂક્યા છે અને ઘણા હજી ફળવાના બાકી હોય તો તેવા કર્મને નિરુપક્રમ કર્મ કહે છે સયમની મેટરીદ્વારા યોગી ચાલુ દેહે કેટલા કર્મ બાકી રહ્યા છે—ભોગવવાના બાકી રહ્યા છે તેનો સાક્ષાત્કાર કરી લે છે અને તે કર્મનો ભોગ કેટલો સમય લેશે તે પણ તે સયમદ્વારા જ જાણી લે છે અને એ રીતે એ પોતાના દેહોત્સર્ગની ચોક્કસ પળ વિપળ દેશ નિમિત્ત વગેરે જાણી શકે છે જો દેહે જે કર્મ ભોગવવાનુ હોય તે ભોગવાઈ ચૂકે કે તરત તે દેહનો ત્યાગ એ સિદ્ધાન્ત છે અગર તો આધ્યાત્મિક વગેરે અરિષ્ટો—મરણ ચિહ્નોદ્વારા પણ—એ પોતાના મોતની પળ વગેરે જાણી શકે છે મનમા આગળી નાખતા જો અદર પ્રાણનો ઘોષ ન સભળાય અગર તો આખની કીકીને દાબતા જો અદર અગ્નિ સ્ફુલિંગ જેવા જ્યોતિ કણો ન દેખાય તો તે આધ્યાત્મિક અરિષ્ટ છે। વગર ઇચ્છે અક્સ્માત જાણે સામે ભયકર આકૃતિવાળા પુરુષોને કે સુન્દરી

ચૂકેલાં ઇષ્ટ સગાંનાં જો અકસ્માત્ મનોમન દર્શન થાય તો તે આધિભૌતિક અરિષ્ટ છે. ગ્રહ તારા વગેરેથી ભરેલું આકાશમંડળ એકાએક આગળ કરતાં ઊંધુંચત્તું જાણે દેખાય અગર તો બધુ જ ઊંધુંચત્તું જણાવા લાગે તો તે આધિભૌતિક અરિષ્ટ છે। એ અરિષ્ટોદ્વારા પણ યોગી પોતાના અંતકાળ વિષે નિઃશંક થઇ શકે છે

અહીં એક શંકા થવા સંભવ છે જે યોગી નથી તેને પણ આવા અરિષ્ટોદ્વારા મરણજ્ઞાન થતું સાંભળવામાં આવે છે। તો યોગીનાં અને અયોગીના જ્ઞાનમાં ફેર શું ? બરોબર છે. સંસારીને પણ એવું જ્ઞાન થાય છે પણ તે દેશ, કાળ, નિમિત્તપૂર્વક હોતુ નથી–આથી તે નિશ્ચયાત્મક નથી. યોગીને તો દેશકાળ નિમિત્ત સહિત તે જ્ઞાન થાય છે અને આથી તે નિશ્ચયાત્મક છે. આટલો ફેર છે. અને એ મોટો ફેર છે!

આ જ્ઞાનનો ઉપયોગ ક્યાં ? પ્રશ્ન ઉચિત છે. અયોગી માટે આ જ્ઞાન ગભરાટ કરાવનારું અને આથી શત્રુ સમાન, વિષ સમાન નીવડે. પણ યોગીને તો આ છેલ્લો દેહ હોઇ, અને હવે પછી અનન્ત મુક્તિ હોઇને એ જ્ઞાન નવોઢાને પતિમિલનની પળ–ગણના સમુ, આનન્દદાયક નીવડે છે. પોતાના પ્રયત્નની એમાં એને ચરિતાર્થતાની ગીમા લાગે છે પ્રભુકૃપાથી અવશ્ય રસવર્ષા દેખાય છે! દેહ બંધનની મુક્તિની કલ્પનાએ તે ગેય જીવનને દીવાળી સમું કરી મૂકે છે પહેલા ખોળાના પુત્રજન્મનો તેના અંતરમાં મંગલોત્સવ પ્રસરી જાય છે! જ્યાં સંસારી અનન્ત આધિ, અનન્ત શોક, અનન્ત રોકકળ કરે છે–ત્યાં એ અનન્ત નિશ્ચિન્તતા, અનન્ત આનંદ, અનન્ત હાસ્ય જુવે છે. અને એ રીતે સિદ્ધિ પરમ ઉપયોગિની છે–યોગી માટે. ૨૨

વળી ઇતર વિભૂતિનો ઉલ્લેખ કરે છે કે—

**मैत्र्यादिषु बलानि ॥ २३ ॥**

मैत्र्यादिषु=મૈત્રી, કરુણા, મુદિતારૂપી ભાવનામાં સંયમ કરવાથી સાક્ષાત્કાર પર્યન્ત તેમાં સંયમ કરવાથી યોગીને बलानि=કદી નિષ્ફળ ન નીવડનારાં મૈત્રી વગેરેમાં બલ પ્રાપ્ત થાય છે.

અર્થાત્ આ સિદ્ધિ તો પરમ ઉપયોગી છે! યોગી ધારે તો-ધારે તો શું-એ સિવાય સાચા યોગી થવાતું જ નથી-મૈત્રી વગેરેની ભાવનાનું અવન્ધ્ય વીર્ય પેદા કરી શકે છે. માણસ માત્રે મૈત્ર્યાદિ ત્રણ મહા ભાવનામાં નિત્ય સંયમી રહેવું ઘટે છે. દુનિયામાંથી વેરને, વિરોધને, નિર્દયતાને અદેખાઇને, જો નિર્મૂળ કરવી હોય તો આ ત્રણે ભાવનામાં મનુષ્ય માત્રે સંયમ કરવો રહે છે મૈત્રીની ભાવનામાં સંયમ કરવાથી પ્રાણીમાત્ર આપણાં મિત્ર બની જાય છે! અને આથી જ એ સાક્ષાત્કાર પર્યન્ત પહોંચેલી ભાવનાથી એવો યોગી પ્રાણીઓના જે પ્રકારના સુખને માટે યત્ન કરે તે તેમને મળ્યા વગર રહેતું નથી. મૈત્રી પ્રેમની બહેન છે. દયા તો પ્રેમનું જ દ્રઢતમ છતાં અતિ કોમળ અને રસમય સ્વરૂપ છે! પ્રાણીમાત્રના દુઃખે દ્રવવાની મઝામાં જે સંયમ કરે છે તે બુદ્ધનો બીજો અવતાર થાય છે! તે મુદિતામાં એજ પ્રમાણે સંયમ કરે તે પુણ્યપુંજેકમૂર્તિ બને અને બીજાને બનાવે! એવા યોગીના મૈત્રી વગેરે કદી નિષ્ફળ જતાં નથી! હૃદય પલટાના જે ચમત્કારો તે આજ સિદ્ધિનાં ફળ છે! કોઇ ગાંધી કોઇ ઝીણાને ફેરવવા મથે તે આજ મહાસાધના છે. માનવજાતિના મનનો કાયાકલ્પ થઈ જાય જો મૈત્ર્યાદિ ભાવનામાં એ સંયમ કરતાં શીખે તો. જગતમાંથી વેર વિરોધ અદશ્ય બની જાય. વિશ્વવિગ્રહ એ વાણીમાં જ રહી જાય! અશાંતિ શબ્દકોષમાં જ બાકી રહે! આ સિદ્ધિ શસ્ત્ર સંન્યાસ માટે સામુદાયિક પાયા ઉપર અનિવાર્ય છે! વિશ્વ કે વ્યક્તિની શાંતિનું અહીં સરનામું છે! માનવને એ જોવાની ક્યારે ફુરસદ મળશે? એ માણવાની ક્યારે દાનત થશે? એનો આશીર્વાદ મેળવવાની ક્યારે ઝંખના કરશે? અસ્તુ ૧૨ાની ઉપર થઇ ગયા છે. એટલે મૈત્ર્યાદિની ભાવનામાં સંયમનું અનુધ્યાન કરતાં જ અટકવું રહે છે.

લિ ભાઈના હેતચંદન.

# (૯૨)

આત્મીય ભાઈ.

વ્યક્તિગત વ્યથાઓ કે વેદનાઓની સાથે વિરાટને કશી લેવા દેવા નથી આથી અંગત સુખ કે દુ ખ સદા અગત જ રહે છે એનો ગુણાકાર વણા કરી શકે ભાગાકાર માટે કોઇ હેતુ નથી અને આથી જ કદાચ સમદુઃખ–સુખ. થવા માટે દૃષ્ટાઓ કહેતા હશે આથી કેવળ અગત અનુભવોની બાબતમાં દરેકે ઇશ્વર સાથે જ સીધો હિસાબ પતાવવાનો રહે છે! અને આ જગ્યાએ જીવમાત્ર ઇશ્વિર સાથે સકળાયેલ છે! રાય કે રક, ગુણી કે અગુણી, સબળ કે નિર્બળ,–ક્યાયે આ નિયમનો અપવાદ નથી! છેલ્લા કેટલાક દિવસોથી અગત જીવનમા કેવળ અસ્વસ્થ થઇ જવાય એવા બનાવોની પરપરા બનતી રહે છે! તટસ્થ પણ ન રહેવાય અને પ્રવાહપતિત પણ ન થવાય! આવે પ્રસગે યોગ ખૂબ કામ આવે છે! વિના રાગદ્વેષે વર્તવામા રહેલી અનાસક્ત મઝા, બલિષ્ઠ આત્માનો એથીકર પ્રભાવ, અક્ષુબ્ધ ચિત્તની પ્રશાન્તવાહિતા વગેરેનો લ્હાવો આવે પ્રસગે યોગ આપે ખરો આથી પણ યોગશાસ્ત્ર જાણવા અને જીવવા જેવુ ખરુ વ્યક્તિમા વિરાટને રસ ન હોય–હોવો પાલવે પણ નહીં–સિવાય કે ખાસ પ્રસગ-વશેષ આથીજ વ્યક્તિગત પ્રશ્નોમા હોઠ મીવવામા જ વધુ શૌર્ય છે! અસ્તુ

ગયા પત્રમા છેવટે મૈત્રી વગેરેની ભાવનામા સયમી થવાથી મૈત્રી વગેરેના બળની યોગીને પ્રાપ્તિ થાય છે એ જોયુ. હવે બીજી વિભૂતિનો નિર્દેશ કરતા પરમર્ષિ પતંજલિ કહે છે—

**બલેષુ હસ્તિબલાદીનિ ॥ ૨૪ ॥**

બલેષુ=હાથી વગેરેના બળમાં સાક્ષાત્કાર સુધીનો સયમ કરવાથી યોગીને હસ્તિબલાદીનિ=હાથીબળ, સિંહબળ, ગરુડબળ, વાયુબળ, વગેરેના બળની પ્રાપ્તિ થાય છે!

અર્થાત્ બળમાત્રની પ્રાપ્તિનુ સાધન છે સયમ સયમ દ્વારા તે તે બલિષ્ઠ સત્વોનું તન્મયપણે ભાવન કરવાથી તે તે બળો ઉત્પન્ન થાય છે બ્રહ્મચર્યપૂર્વકના સયમને માટે કશુ અસાધ્ય નથી આ છે રહસ્ય હજી ઊંડા ઉતરીએ તો એનો અર્થ એ થયો કે બળમાત્રનો ભંડાર છે પોતાનો

આત્મા એ આત્માની શક્તિ અમાપ છે। મૂળ સ્વરૂપે એ સર્વશક્તિ છે તો સયમદ્વારા જે ભાવનામા આપણે તન્મય થઇ જઇએ તે ભાવના આપણામા જ઼ની થાય છે। તન્મયતાની લીનતા એ આત્મશક્તિના ઉદ્ઘાટન માટે સાધન છે અને આથીજ માણસ ધારે તો રામ કે ધારે તો રાવણ ધારે તો પરમાત્મા કે ધારે તો પિશાચ થઇ શકે છે। પણ રાવણ કે પિશાચ થવામા શોભા જ નથી અને આથી શુભ આશ્રયે જ સયમ યોગ્ય છે આ સૂત્રનો ધ્વન્યાર્થ એ થયો કે દુર્બળતા એ માણસનો સ્વભાવ નથી દુર્બળતા એ એની પોતાની બેભાનીજ છે। બાકી સબળ તો એ સ્વરૂપે જ છે। અને આથી જીવનના કોઇપણ ક્ષેત્રમા નિર્બળતા એ જીવતુ મોત છે। ॥૨૪॥

બીજી વિભૂતિનો નિર્દેશ કરતા કહે છે–

**प्रवृत्त्यालोकन्यासात् सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥ २५॥**

પ્રવૃત્યા=પ્રવૃત્તિ એટલે પહેલા પાદમા કહેલી 'વિશોકા જ્યોતિષ્મતી નામની મનની પ્રકૃષ્ટ=ઉત્તમ વૃત્તિ તેનો આલોક એટલે સાત્વિક પ્રકાશ તેનો સૂક્ષ્મ અતરિત કે સુદૂરની વસ્તુમા–પ્રકૃતિ પરમાણુ પર્યન્તના પદાર્થોમા સયમદ્વારા ન્યાસ કરવાથી સૂક્ષ્મ૦=સૂક્ષ્મ અતરિત કે સુદૂર વસ્તુનુ–તેના કાર્યોનુ સાક્ષાત્કારાત્મક જ્ઞાન થાય છે

અર્થાત્ યોગી ઇચ્છે તો સયમદ્વારા વિશોકા જ્યોતિષ્મતી પ્રવૃત્તિનો વિન્યાસ કરી પ્રકૃતિ જેવી સૂક્ષ્મ વસ્તુનુ, ભૂસ્તરમા રહેલી કે બીજી રીતે અતરિત થયેલી વસ્તુનુ કે દૂર દૂરની વસ્તુનુ જ્ઞાન ઘરમા બેઠા બેઠા મેળવી શકે છે સાત્વિક ચિત્ત સ્વાભાવિક પ્રકાશવાળુ તો હોય છે જ અને જ્યારે એ પ્રશાન્તપણે વર્તતુ હોય છે ત્યારે એના પ્રકાશનો વિસ્તાર પણ બેહદ થઇ શકે છે એ પ્રકાશમા પારદર્શકપણુ હોય છે અને આથી પરમાણુથી માંડીને તે સૂક્ષ્મ પ્રકૃતિ પર્યન્તના પદાર્થનુ સયમદ્વારા જ્ઞાન મેળવી શકે છે તે ઉપરાત તેના આતર પ્રકાશને અતરાયો રોકી શકતા નથી પૃથ્વીના ૫ મા સો ફૂટ નીચે જો સોનાની ખાણ હોય તો આ સિદ્ધિદ્વારા યોગી તે જાણી શકે વળી પાણીમા રહેલો યોગી વિલાયતની વસ્તુ વિષે નિ શક જ્ઞાન, ત્યા ગયા સિવાય આ દ્વારા મેળવી શકે છે દેશની ભૌતિક આબાદી માટે આ સિદ્ધિનુ સપાદન ઉપયોગી થાય વિદ્વાનો આ સિદ્ધિદ્વારા દેશની ભારે સેવા કરી શકે ભૂગોળ વિદ્યા, ભૂસ્તર વિદ્યા, ખનિજ વિદ્યા ખગોળ વિદ્યા, ટેલીવીઝન વગેરેની વિદ્યા, વિમાન વગેરેને આ સિદ્ધિ ખૂબ ઉપકારક છે

સાત્વિક ચિત્તનો પ્રકાશ અનન્ત થઈ શકે છે. અને આથી જ્ઞાનની સીમા નથી. જ્ઞેય જ સીમિત થઈ જાય છે. વળી કારણનો સાક્ષાત્કાર થાય એટલે કાર્યનો અર્થાત્ જ થઈ જાય છે. આત્માર્થી યોગીને તો સિદ્ધિ માત્ર આત્મપ્રાપ્તિમાં નિરર્થક કાલક્ષેપ કરનારી જ હોય છે—એ ન ભૂલાઓ. ॥૨૫॥
ઇતર વિભૂતિનો નિર્દેશ કરતાં કહે છેઃ—

## भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २६ ॥

सूर्ये = સૂર્યમંડળમાં સાક્ષાત્કાર પર્યન્ત संयमात् = સંયમ કરવાથી તેવા યોગીને भुवनज्ञानम् = સંપૂર્ણ વિશેષ સહિત અખિલ ભુવનનું જ્ઞાન થાય છે.

અર્થાત્ સૂર્ય આપણા ભુવનમંડળનો નિયામક છે. આથી સૂર્યમાં સંયમ કરવાથી યોગીને અખિલ ભુવનમંડળનું જ્ઞાન થાય છે. ચૌદ ભુવનનું જ્ઞાન માણસ મેળવી શકે છે. આ વિચાર જ ભવ્ય છે. ભવ્ય હોઇને જ સત્ય છે. એકલી ભૂગોળ વિદ્યા જ નહીં—ભુવનગોલવિદ્યા માણસ મેળવી શકે છે. અને લોકકલ્યાણ અર્થે વ્યક્તિ વિશેષે આવી વિદ્યાઓ મેળવી ભાવિયુગને વારસામાં આપી જવી ઘટે છે. પરમાત્મા રહસ્યમય છે અને પોતાનાં તમામ રહસ્યો યોગી સમક્ષ ખોલી દે છે. અગર તો અહીં સૂર્ય એટલે 'સુષુમ્ણા નાડી' એવો અર્થ પણ થઈ શકે છે. સુષુમ્ણા નાડી સૂર્યસંબદ્ધ નાડી છે. એ સુષુમ્ણા નાડીમાં સંયમ કરવાથી ભુવનમંડળનુ અશેષ વિશેષ સહિત જ્ઞાન થાય છે! માણસ જાણીજોઇને અલ્પજ્ઞ રહે છે! બાકી જો એ રજોગુણ તમોગુણરૂપી જ્ઞાનનાં આવરણને દૂર કરવાની કળા-યોગ શીખી લે—એને હસ્તગત કરી લે તો એ પ્રભુનો લગભગ સમાનધર્મા થાય. માનવ જો પોતાના સાચાં માપ કાઢતો હોય તો? અસ્તુ. ॥૨૬॥

ઇતર વિભૂતિનું નિરૂપણ કરતાં કહે છેઃ—

## चन्द्रे तारा व्यूह-ज्ञानम् ॥ २७ ॥

चन्द्रे=ચન્દ્રમાં સંયમ કરવાથી तारा व्यूह-ज्ञानम्=તારાઓ નક્ષત્રોની વશેષ વ્યૂહરચનાનું જ્ઞાન થાય છે!

અર્થાત્ જ્યોતિષ વિદ્યા માટે આ સિદ્ધિ ઉપયોગી છે. નક્ષત્રો આપણાં નિયામક છે—જીવનવ્યવહાર નિયામક છે! માણસ આખી સૃષ્ટિ સાથે દૃશ્ય અદૃશ્ય સંબંધોથી સંકળાયેલ છે તારાઓ એ ઇશ્વરનું આશ્ચર્ય છે! ઇશ્વરની મહામહિમતા તરફ આવો સંયમ કરવાથી અને સિદ્ધિ મેળવવાથી માણસ સજાગ થાય છે! અને ઇશ્વરીય મહામહિમાનું ભાન માણસને અહોભાવ પેદા કરી તેને વિનમ્રતમ બનાવવામાં ખૂબ ઉપયોગી છે!

બીજી વિભૂતિનો નિર્દેશ કરતા કહે છે —

**ध्रुवे तद् गतिज्ञानम् ॥ २८ ॥**

ધ્રુવે-ધ્રુવ નામના એક નિશ્ચળ તારામા સયમ કરવાથી યોગીને તદ્ગતિજ્ઞાનમ્=તે તારાઓની ગતિ વિશેષનુ જ્ઞાન થાય છે

અર્થાત્ ધ્રુવતારામા સયમ કરવાથી કયા તારાની કયા ગતિ થાય છે, કેવી ગતિ થાય છે, તેની યોગીને સાચી સમજ આવે છે આ સમજ પણ માણસને નિરભિમાન બનાવવામા સહાયક થઈ શકે છે અસખ્ય તારાઓના ચક્રને પળપળ ગતિમા રાખતા પરમાત્માની અનન્ત, અગાધ, અનવગાધ શક્તિ આગળ માણસે નમ્ર થવુ જોઈએ એની અજ્ઞેય ઈચ્છા સમક્ષ નરમોેસ બનવુ જોઈએ અને એ રીતે આત્મલાભ ઉઠાવવો જોઈએ સર્દૈવ બ્રહ્માજનિ થવામા રહેલો જ્ઞાનમય આનન્દ મેળવવા જેવો છે ॥ ૨૮ ॥

સયમ સાધ્ય ઈતર વિભૂતિ વર્ણવતા કહે છે –

**नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २९ ॥**

નાભિચક્રે=શરીરના મધ્ય ભાગમા–આધાર ચક્ર અને લિંગચક્રની ઉપર જે નાભિચક્ર તેમા સયમ કરવાથી યોગીને કાયવ્યૂહજ્ઞાનમ્=શરીરમા રહેલા પદાર્થોનુ વિશેષજ્ઞાન થાય છે

અર્થાત્ માનવ ધારે તો સયમદ્વારા શરીરની અદરના વાત, પિત્ત, કફ, તથા ચામડી લોહી, માસ, સ્નાયુ અસ્થિ મજ્જા અને શુક્ર–વીર્યરૂપી સાત ધાતુઓના વિશેષ વ્યૂહની સમજણ મેળવી શકે છે નાભિ શરીરનુ મધ્યબિંદુ છે મૂળ છે નાભિનાળે તો આપણે ગર્ભમા જીવ્યા છીએ! આ સિદ્ધિ વૈદ્યશાસ્ત્રી ડૉક્ટરો વગેરેને ભારે ઉપયોગી થાય! ઉપરાત માનવ જાતે શરીરે જો નિરન્તર સ્વસ્થ રહેવુ હોય તો આ સિદ્ધિનો વિહિત ઉપયોગ ફાયદાકારક નીવડે શરીરની અદરની રચનાનો સાક્ષાત્કાર દેહાભિમાનની નિવૃત્તિ માટે ઉપયોગી થઈ પડે! યોગ જીવનના તમામ ક્ષેત્રોમા વ્યાપક હોઈને ભારે ઉપયોગી છે યોગદ્વારા મેળવેલા શરીરની આતર રચનાના જ્ઞાનમા સશય કે વિપર્યય રહેતો નથી અને આથી એ રીતે મેળવેલુ જ્ઞાન અસિદગ્ધ જ્ઞાન છે! દેહના ઉપર શસ્ત્રક્રિયાદ્વારા ધીરે ધીરે સચિત કરેલુ જ્ઞાન સિદ્ધાસિદ્ધ છે આથી આયુર્વેદના અભ્યાસી માટે યોગી થવુ ઘટે ॥ ૨૯ ॥

વિભૂત્યન્તરનો ઉલ્લેખ કરતા કહે છે—

**कण्ठकूपे क्षुत्पिपासानिवृत्ति ॥ ३० ॥**

कण्ठकूपे=કંઠકૂપમા સયમ કરવાથી યોગીની क्षुत्पिपासानिवृत्ति=ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે

કંઠકૂપ શબ્દ પારિભાષિક છે જીભની નીચે તન્તુ, તેની નીચે કંઠ તેની નીચે જે કૂપ-ખાડો-તે કંઠકૂપ કહેવાય છે તેમા સયમ સિદ્ધ કરવાથી ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે કંઠકૂપ રસસ્થાન છે અને આથી આ સિદ્ધિ શક્ય છે આ સિદ્ધિનો ઉપયોગ પણ છે કાર્ય વિશેષ સાધના માટે ભૂખ તરસથી પણ પર થવાના પ્રસગ આવે છે તે તે કાળે સામાન્ય માનવ ભૂખ તરસને વશ થઇ કાર્યમાથી નિવૃત્ત થઈ જાય યોગી તે કાર્ય પૂરૂ ન કરે ત્યા સુધી ભૂખ તરસને પણ વશ કરી રાખે છે આમ આસના ઉપરનો વિજય શક્ય છે। ૩૦

વળી બીજી વિભૂતિનો ઉલ્લેખ કરે છે કે—

**कूर्मनाड्यां स्थैर्यम् ॥ ३१ ॥**

कूर्मनाड्यां=કંઠકૂપની નીચે છાતીમા હોનારી કાચબાના આકારની નાડી તે કૂર્મનાડી તેમા સયમ કરવાથી યોગીના स्थैर्यम्=ચિત્તનુ કે શરીરનુ અવિચલપણુ સિદ્ધ થાય છે

અર્થાત્ પારાવારોની માફક ચિત્ત કે શરીરને અચળ કરવા માટે આ સિદ્ધિ ઉપયોગી છે કલાકોના કલાકો સુધી શરીરને નિષ્કપ રાખવુ સહેલુ નથી ચિત્તને રોકવુ સરળ નથી આ સિદ્ધિ દ્વારા એ શક્ય છે। શરીર દ્વારા કે કોઈ બીજા કારણસર થતા વિક્ષેપને દૂર કરતા આનો લાભ લઈ શકાય ॥ ૩૧ ॥

બીજી વિભૂતિ વર્ણવે છે કે—

**मूर्द्धज्योतिषि सिद्धदर्शनम् ॥ ३२ ॥**

मूर्धज्योतिषि=મૂર્ધા એટલે અહીં સુષુમ્ણા નાડીનો છેક ઉપરનો ભાગ-એટલે કે બ્રહ્મરન્ધ્ર-તેમા હોનારી જે અતિશય ભાસ્વર જ્યોતિ તેને મૂર્દ્ધજ્યોતિ કહે છે તેમા સયમ કરવાથી યોગીને सिद्धदर्शनम् અતરિક્ષચારી યોગસિદ્ધિ સપન્ન યોગીઓના દર્શન થાય છે

અર્થાત્ બ્રહ્મરન્ધ્રમા હોનારી જ્યોતિમા સયમ કરવાથી દુનિયાભરના સિદ્ધોના દર્શન થાય છે આ સિદ્ધિ અભિમાનના સભ્ય થવાને માટે

ખૂબ ઉપયોગી છે દુનિયાભરના મનોયોગીઓ એક બીજાને આ રીતે સમજી શકે છે અને તેમનો એ યોગસમાજ માનવ જાતિના કલ્યાણ માટે શિવસંકલ્પોનો વિનિમય કરી શકે છે। યોગી સમાજનું સમ્પર્ક માનવ સંસ્કૃતિ માટે અનિવાર્ય છે ॥ ૩૨ ॥

આગના સૂત્રમા મૂર્દ્ધજ્યોતિમા સયમ કરવાથી સિદ્ધોના દર્શન થાય છે—એ જાણ્યુ અર્થાત્ સિદ્ધપુરુષો તેનાની અભ્યાસ યોગ્યતા જોઈને સ્વય તેનાના દર્શને પધારે છે અને તેને પ્રેરે છે અગર તો તેની સાધનામા સહાય કરે છે હવે આગની વિભૂતિનો ઉલ્લેખ કરતા કહે છે—

## प्रातिभाद् वा सर्वम् ॥ ३३ ॥

प्रातिभाद् वा—પૂર્વે કહેલા સયમ સમુદાયની અપેક્ષાએ અહીં वा શબ્દ સમજવો પ્રતિભાથી ઉત્પન્ન થના જ્ઞાનથી યોગી સર્વ—બધુ જાણી શકે છે

અર્થાત્ પ્રાતિભ' શબ્દ પારિભાષિક છે વસ્તુમાત્રમા અપૂર્વ દર્શન કરનારી સૂઝ એટલે પ્રતિભા એ સૂઝ નિમિત્તની અપેક્ષા રાખતી કેવળ હૃદયજન્ય હોય છે વિસવાદી હોતી નથી વિના વિલબે ઉપજે છે આવી નિમિત્ત નિરપેક્ષ હૃદયમાત્રજન્ય અવિસવાદી અને વિનાવિલબે હૃદયમા ઉપજનારી જે સૂઝ તેને પ્રતિભા કહે છે આ પ્રતિભા વિવેકખ્યાતિનો અરુણોદય છે જેમ ભગવાન સવિતાનારાયણના ઉદય પૂર્વે આકાશમા તેનુ સ્વાગત કરતો અરુણોદય થાય છે તેમ ભગવતી વિવેકખ્યાતિ દેવી—નારાયણીના પૂર્ણોદય પૂર્વે હૃદયાકાશમા તેનુ સ્વાગત કરતુ પ્રાતિભજ્ઞાન ઉદય પામે છે એ પ્રાતિભજ્ઞાન પ્રસખ્યાન—વિવેકખ્યાતિના કારણરૂપ સયમની તીવ્રતાથી જન્મે છે એ પ્રાતિભજ્ઞાનનો વસ્તુમાત્ર વિષય થાય છે એટલે કે ભૂત કે ભાવિ સૂક્ષ્મ કે સ્થૂલ, અન્તરિત કે અન્તરાય વિનાની નિકટની કે દૂરની વસ્તુ માત્રની માપણી કરનારુ એ જ્ઞાન છે એ જ્ઞાનનો ઉદય થતા વેંત યોગી લગભગ સર્વજ્ઞ થાય છે કેમકે એ અવસ્થામા તેના હૃદયમા કેવળ સાત્વિકતાનો જ નિરન્તર વિલાસ હોય છે અને કેવળ સાત્વિકતાના ઉદાર વર્તાવમા વિશ્વને જાણવાનુ સામર્થ્ય હોય છે જેમ સૂર્ય ભગવાનનો અનસ્ત પ્રકાશ અખિલ બ્રહ્માડને પ્રકાશિત કરે છે તેમ પ્રાતિભજ્ઞાનનો નિર્મળ અનન્ત પ્રકાશ વસ્તુમાત્રને પ્રકાશિત કરે છે માણસ લગભગ ઈશ્વરનો આ રીતે સમાનધર્મા થઈ શકે છે માણસ જે જાણે છે અને જે જાણી શકે છે એ તેના તદ્યાવતમા પુરુષાર્થનુ ક્ષેત્ર છે ખૂબી તો એ છે કે આ બધુ ય ઉચ્ચ જ્ઞાન સ્વાધીન છે શાસ્ત્ર, ગુરુ કે આશ્રમને અધીન નથી આ...ની

મૌલિક સર્જકતા આ રીતે જીવન દરમ્યાન પ્રકટ કરી શકાય છે આટલી અનન્ત શક્યતાઓ છતા તેમને છતી ન કરનારો માણસ પ્રમાદમૂર્તિ છે। તુચ્છતાનો ઉપાસક છે। ભવ્યતાનો વેરી છે। મૂર્ખતાનો પ્રેમી છે। લાખો ખર્ચીને પણ મરખ રહેવાની તો માણસ જ હિંમત કરે। આ પ્રાતિભજ્ઞાનનો વ્હેળો વહેતો થાય તો તેવો જીવ અનન્ત ભાવિમા કરોડો જીવોને રસાનન્દ આપે એવા સાહિત્યસર્જનો પણ કરી જાય। વ્યાસ-વાલ્મીકિ, કાલિદાસ વગેરેના પ્રાતિભજ્ઞાને માનવજાતિ આજે આનન્દ માણે છે। ॥૩૩॥

બીજી વિભૂતિ દર્શાવતા કહે છે —

**हृदये चित्तसंवित् ॥ ૩૪ ॥**

हृदये=હૃદયમા સંયમ કરવાથી चित्तसंवित्=વૃત્તિવિશિષ્ટ ચિત્તનો યોગીને સાક્ષાત્કાર થાય છે

અર્થાત્ યોગી ધારે તો પોતાનુ કે બીજાનુ ચિત્ત ગમે તે કાળે કઈ વૃત્તિથી વિશિષ્ટ છે તે જાણી શકે છે તે માટે તેણે હૃદયમા સંયમ કરવો રહ્યો હૃદય એટલે અહીં ચિત્તનુ નિવાસસ્થાન એટલે કે યોગીઓની પરિભાષાનુ અધોમુખ હૃદય કમલ આત્માનુ પણ એ જ નિવાસસ્થાન છે हृदि अय इति हृदय-એવી એની ઉપનિષદો વ્યાખ્યા આપે છે વૈદ્ય કે ડોકટરની વિદ્યાનુ હૃદય જુદુ છે આ હૃદય એટલે તે સ્થાન જ્યા માણસ લાગણી-ઉર્મિ વેદનાનો સ્પર્શ અનુભવે છે, સામા સાથે વર્તવા માટે અગર તો પોતાના ચિત્તનુ સ્વસ્થ પરીક્ષણ કરવા આ સિદ્ધિ ખૂબ ઉપયોગી થાય છે। આત્મપરીક્ષણ કરી આપણી પ્રગતિ કે પ્રતિગતિ, અધોગતિ કે ઊર્ધ્વગતિ વગેરેનુ માપ કાઢી જીવનને સંવાદી અને સમપ્રમાણ કરવા માટે આ સિદ્ધિનો ઉપયોગ થઈ શકે છે ૩૪

હવે પુરુષ જ્ઞાન રૂપી સિદ્ધિનો ઉલ્લેખ કરતા ભગવાન સૂત્રકાર કહે છે –

**सत्वपुरुषयोः अत्यन्ताऽसंकीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थात् स्वार्थसंयमात् पुरुषज्ञानम् ॥૩૫॥**

सत्वपुरुषयो-વિવેકખ્યાતિ એટલે અહીં સત્વ પુરુષ એટલે આત્મા અર્થાત્ વિવેકખ્યાતિ અને આત્મા अत्यन्तासंकीर्णयो=કેવળ ભિન્ન એવા એ બેના જે प्रत्ययाविशेष=સમજ દશાએ અભેદ તે भोगः=ભોગ છે परार्थात्= બીજાને માટે-પુરુષને માટે હોવાથી ભોગપ્રત્યયથી ભિન્ન એવો જે स्वार्थ= પુરુષને લગતો જે પ્રત્યય તેમા संयमात्=સંયમ કરવાથી ભગવાન યોગીને पुरुषज्ञान=પુરુષ-આત્માનુ સાક્ષાત્ જ્ઞાન થાય છે

અર્થાત્ માણસને પોતાના સ્વરૂપનુ સાક્ષાત્ જ્ઞાન થઈ શકે છે યોગીની આટની મહેનત તો કેવળ આત્મદર્શન માટે છે એ કેવી રીતે શક્ય છે તે આ સૂત્ર બતાવે છે ગયા સૂત્રમા પ્રાતિભ જ્ઞાનનો ઉલ્લેખ આવી ગયો પ્રાતિભજ્ઞાન બાદ વિવેકખ્યાતિ આવે છે વિવેકખ્યાતિ એટલે પુરુષ અને બુદ્ધિનુ ભેદજ્ઞાન આ ભેદજ્ઞાન પણ અતિશય સાત્વિકવૃત્તિ જ છે અને વૃત્તિ હોઇને એ પુરુષથી ભિન્ન છે એ બન્ને ભિન્ન છે કેમકે બન્નેના ધર્મો જૂદા છે અતિશય નિર્મલ છતા વિવેકખ્યાતિ પુરુષની અપેક્ષાએ મેલી છે પુરુષ ચેતન સ્વરૂપ છે વિવેકખ્યાતિ જડરૂપ છે વિવેકખ્યાતિ ભોગ્ય છે પુરુષ ભોક્તા છે પુરુષ અનન્ત છે આ શાન્ત છે વળી શીલે પણ બન્ને ભિન્ન છે જ્યારે વિવેકખ્યાતિ જેવી વૃત્તિ પણ પુરુષથી ભિન્નજ છે તો પછી બીજી હીનવૃત્તિઓની તો કથા જ શી ? સ્વરૂપે ભિન્ન એવા આ બન્નેની વચ્ચે એ ભિન્નતા નથી લાગતી પણ જાણે એકતા લાગે છે જે આ એકતાનો અનુભવ તેનુ જ મોટુ નામ તે ભોગ છે ભોગમાત્ર બુદ્ધિપુરુષની અભેદતાની પ્રતીતિમાત્ર છે અને છતા સત્ય એ છે કે એ બન્ને ભિન્ન જ છે કરોડો ગાઉના બન્ને વચ્ચે અતરો છે કરોડો વર્ષે પણ એક બીજુ થઈ શકે એમ નથી આમ છતા એમની વચ્ચે અતૂટ એકતાની ભ્રમણા થયા કરની એજ માયાનો મહિમા છે ! આ અભેદ પ્રતીતિ રૂપે જે ભોગ તે પરાર્થ છે પર એટલે પુરુષ ભોગમાત્ર ભોક્તા માટે છે એ પરાર્થથી અન્ય એટલે કે જૂદો–ભિન્ન છે સ્વાર્થ સ્વઅર્થ એટલે આપણો અર્થ એટલે કે આપણો આત્મા સ્વરૂપ એ સ્વરૂપને લગતુ જે જ્ઞાન તે સ્વાર્થપ્રત્યય એ સ્વાર્થપ્રત્યયમા સયમ કરવાથી પુરુષને લગતુ જ્ઞાન થાય છે

આ ઠેકાણે એક ભ્રમમા નાખી દે એવી શકા ઉપજે છે પુરુષને લગતુ જ્ઞાન એટલે શુ ? શુ પુરુષ વૃત્તિજ્ઞાનનો વિષય થઇ શકે ખરો ? જો થઇ શકે તો તે ગ્રાહ્ય થાય અને ગ્રાહ્યમાત્ર જડ હોય છે એવો નિયમ છે ગ્રાહ્ય એટલે પકડાય એવો અને જો પુરુષ વૃત્તિથી પકડાય તો તે જડ હોઇને નિરર્થક થઇ પડે પુરુષ તો ચેતન છે ચેતન છે ચેતનથી જડ પ્રકાશિત થાય જડથી ચેતન નહી તો પુરુષને લગતો પ્રત્યય તો જડ છે તો એ ચિન્મયરૂપ પુરુષને કેવી રીતે પ્રકાશિત કરે ? અપરાધીન પ્રકાશશીલ ચિદાત્મા જડને પ્રકાશિત કરે તો તે સભવે ! આ ભ્રમ રાખવાની જરૂર નથી બુદ્ધિ સત્વરૂપી પુરુષપ્રત્યયથી પુરુષ જણાતો નથી પુરુષ જ તે પ્રત્યયને આલબી જુવે છે અર્થાત પુરુષ વૃત્તિજ્ઞાનનો વિષય થઈ શકતો નથી પુરુષ જ અત્યન્ત નિર્મલ બુદ્ધિ સત્વમા પ્રતિબિંબિત થયેલ હોઇને તે બુદ્ધિ

સત્ત્વને જાણે પોતાનામા જુવે છે અર્થાત પુરુષ જ્ઞાન એટલે પુરુષવિષયક જ્ઞાન નહીં પરંતુ બુદ્ધિ સત્ત્વમા પ્રતિબિંબિત થયેલ પુરુષરૂપી સાક્ષીનુ, પુરુષને અવલંબતુ જ્ઞાન છે અર્થાત્ આત્માના સાક્ષાત્કાર રૂપી જે જ્ઞાન થાય તે પણ છે તો વૃત્તિજ્ઞાન જ પણ એ વૃત્તિજ્ઞાન બંધક નથી, મોચક છે અને મોચક હોઈને જ એ અપકારક નથી પણ ઉપકારક છે। માનવમતિ આ વિષયને આ જ રીતે સમજાવી શકે બાકી આત્મા તો સ્વયંજ્ઞાન સ્વરૂપ જ છે એનુ “જ્ઞાન” થઈ શકતુ નથી જેને એનુ જ્ઞાન છે તે કહી શકતો નથી કેમકે એ સદાય વૃત્તિજ્ઞાનનો અવિષય જ છે અને આજ અર્થમા કેનોપનિષદ્નો ઋષિ કહે છે अविज्ञात विजानताम् विज्ञात अविजानताम्- હું જાણુ છું એમ જે કહે તેને માટે આત્મતત્ત્વ અણજાણ્યુ છે જે જાણતા નથી તેને માટે એ જાણેલુ છે આવી 'વદતોવ્યાઘાત' જેવી વાણીથીજ આ તત્ત્વ સમજાવી શકાય છે અને આત્મા જાણી શકાતો નથી-તો પછી આ બધો પ્રયત્ન શાને? આવો પ્રશ્ન રખે કોઈને થતો આત્મા જાણી શકાતો નથી એનો અર્થ એટલો જ કે એ વૃત્તિજ્ઞાનનો વિષય થઈ શકતો નથી અવિષય હોઈને એ અપ્રમેય છે અને આથી અજ્ઞેય છે આત્મા જો જાણી શકાતો હોત-જેમ આ ગામે બળતુ ફાનસ તેમ-તો એ જાણકારનો વળી બીજો જાણનાર અને તેનો વળી ત્રીજો જાણકાર શોધવો પડત। આત્મા જ્ઞાનઘન સ્વયંજ્યોતિ છે સ્વપરપ્રકાશક છે આથી એ પરપ્રકાશ્ય નથી અને એ અર્થમા એ જાણી શકાતો નથી એમ જાણવુ રહે છે ॥ ૩૫ ॥

આમ પુરુષજ્ઞાન કેવી રીતે થાય અને એ પુરુષજ્ઞાન એટલે શુ તે જાણવાનો આપણે યત્ન કર્યો હવે પુરુષજ્ઞાન ઉપજે તે પહેલા કેટલીક આશ્ચર્યકારક સિદ્ધિઓ સ્વયમેવ ઉપજે છે તેનો ઉલ્લેખ કરતા ભગવાન સૂત્રકાર કહે છે —

**ततः प्रातिभ-श्रावण-वेदना-आदर्श-आस्वाद-वार्ता जायन्ते ॥३६॥**

ततः=પુરુષજ્ઞાન જન્મે તે પહેલા ભગવાન યોગીને प्रातिभश्रावण०= પ્રતિભા-શ્રાવણ વગેરે ૭ સિદ્ધિઓ जायन्ते=જન્મે છે

અર્થાત્ પુરુષજ્ઞાન એ તો છેવટની સિદ્ધિ છે તે પહેલા તેના યોગીને બીજી પણ કેટલીક આનુષંગિક સિદ્ધિઓ મળે છે તેમાની પહેલી
એનો અર્થ આપણે આગળ જોઈ ગયા છીએ શ્રાવણ
પ્રાતિભાસિક તે ઓત્ર દિવ્ય શબ્દનુ શ્રવણ કરવાનુ

સામેથી આવે તો પણ નડે છે। જ્યાં સુધી આત્મા ન મળે ત્યાં સુધી ગમે તેવી [illegible] સિદ્ધિ પણ આત્મવૈમુખ્ય જ છે। આત્મઘાત જ છે। આથી મુમુક્ષુ એમાં સિદ્ધિમાં ન ગમે દોષદર્શન દ્વારા તેમને વિદાય આપે। સમાધિમાં બાધા ઉપજાવે એવી સિદ્ધિઓના સંપર્કે યોગીને ઉદ્વેગ થવો ઘટે વ્યુત્થાન દશામાં એ એનું સ્વાભાવિક ઐશ્વર્ય ભલે રહેતું। પણ વ્યુત્થાનમાં પણ એનો એ સ્વાદ ન કરે। કરે તો તેટલો તેને તોટો જ હોય છે। આત્મપ્રાપ્તિ માટે ત્યાગની કોઈ હદ નથી। કેમકે આત્મા સ્વરૂપે સર્વસંગ રહિત છે અસંગ છે અને આથી જ સાધકે અસંગ થવું ઘટે છે અરે। જ્યાં વિવેકખ્યાતિનો પણ ત્યાગ જ વિહિત છે ત્યાં બીજાની તો કથા જ શી? આથી જાગૃત પુરુષે પ્રકૃતિના * પ્રમા-સિદ્ધિરૂપી ચક્રમાં ન ગૂંચવાઈ જતાં એની ગતિ રાગ ખમવાની [illegible] રાખે છે આ રીતે સંયમથી સિદ્ધ થતી જ્ઞાનાત્મક સિદ્ધિઓનું વર્ણન પૂરું થાય છે ક્રિયાત્મક સિદ્ધિઓ હવે પછીના ગ્રંથમાં ગતે એનો સુમાર થશે છે એને આજે અહીં જ અટકીએ ને।

નિ. ભાઈના ચૈતન્યન

---

# (૯૩)

આત્મીય ભાઈ

કુશળ હશો બના। એકમેકને મળ્યાને વર્ષ ઉપરાંત કંઈક વધુ સમય નહીં થયો હોય? તમને કદી મળવાનું મન નથી થતું? અતિ નિકટતાથી જે અવજ્ઞા આવી જાય તો અતિ દૂરતાથી પ્રેમને ઝાંખપ નહીં લાગતી હોય? વિયોગ એ પ્રેમનું પોષક તત્ત્વ છે તો ક્વચિત્ સાક્ષાત્ મિલન પ્રેમનું પલ્લવક તત્ત્વ નથી? પ્રેમ પુષ્ટ થાય છે વિયોગમાં તો પ્રફુલ્લ થાય છે સંયોગમાં પણ નિરવધિ વિયોગમાં પ્રેમ કરમાઈ પણ જાય જ ને? કે પછી પ્રેમ અનંત આશામાં જ રાચે છે। પ્રેમ કદી નિરાશ નહીં થતો હોય? થતો હોય તો તેમાં ક્યાંક ઐહિક ભાવની દુર્ગંધી આવી જતી હશે। બાકી સાચો પ્રેમ નિરવધિ આશાવાળો જ હોવો ઘટે। આવું વિચારતા લાગે છે। અસ્તુ વિયોગમાં ફૂલાતો અને ફૂલવણીથી જ પરિપુષ્ટ થતો પ્રેમ સંયોગની અનન્ત ભાવિમાં પણ કોઈ ક્ષણ આવશે જ એ આશાએ ઉજરતો રહે છે। પ્રેમપાત્રની મધુરી સ્મૃતિના વાગોળણા એ

વિયોગકાળનો પ્રેમનો ખોરાક છે। એ ખોરાક-એના પ્રજીવનક તત્ત્વે પ્રેમ જીવતો રહે છે પ્રેમનો કે પતંજલિનો પણ યોગ તો એક દિવસ સિદ્ધ કરવો જ પડશે ને ' પતંજલિનો યોગ પણ પ્રેમયોગનો જ એક રમણીય પાસો છે। પ્રેમયોગ તો યોગશિરોમણિ છે યોગરાજ છે યોગગુહ્ય છે યોગમાત્રનું અંતિમ અમૃતમય ફળ છે તે પ્રેમયોગ છે। પ્રેમમાં જે ન પરિણમે તે યોગ નહીં યોગાભાસ છે પ્રેમ જ પરમેશ્વર છે પ્રેમ જ સત્ય છે પ્રેમ જ શિવ છે પ્રેમ જ સુંદર છે પ્રેમ જ સર્વસત્તાધીશ છે। પ્રેમયોગની કણિકા માત્રથી વિશ્વનું ચક્ર વર્તી રહ્યું છે। અરે। ધિક્કાર પણ પ્રેમનું જ એક પાસું છે વૃત્તિમાત્ર, વસ્તુમાત્ર, પરમ પ્રેમનું જ, વિવિધ, સમગ્રતાની દૃષ્ટિએ સુંદર, પરિણામ માત્ર છે। જે પ્રેમ પામ્યો તે પ્રભુને પામ્યો તે યોગી તે જ્ઞાની તે ભક્ત તે માનવ તે પ્રભુ तत्वमसि જેવું મહાવાક્ય પણ પ્રેમનો જ બોધપાઠ આપે છે—જો ઊંડામાં ઊંડી દૃષ્ટિથી જોશો તો અસ્તુ પ્રેમનું સત્ય સ્વરૂપ, પ્રભુરૂપ હોઇને, સહસ્રફણાવાળા શેષથી પણ વર્ણવવું અશક્ય છે।

ગયા પત્રમાં સંયમસાધ્ય જ્ઞાનમયી સિદ્ધિઓમાંથી કેટલીક આપણે નિહાળી મહામુનિ પતંજલિએ ધરેલી લાલબત્તી પણ આપણે જોઈ હવે ક્રિયાત્મક વિભૂતિઓનો ઉલ્લેખ કરતા ભગવાન પતંજલિ કહે છે—

**बन्धकारण शैथिल्यात् प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेश॰ ॥३८॥**

बन्धकारण शैथिल्यात्=શરીરની અંદર ચિત્તનું બંધન, પ્રતિષ્ઠાન-જ્ઞાનના કારણરૂપ સંબંધવિશેષ એટલે બંધન એ બંધનનું કારણ છે આરબ્ધ નામના ધર્મ અને અધર્મ. તેમનું શૈથિલ્ય એટલે સંયમદ્વારા બંધનની અશક્તિ તે દ્વારા च=તથા प्रचारसंवेदनात्=ચિત્તની અવરજવર કરવા માટેની નાડીઓ-તે પ્રચારનું સંવેદન એટલે સંયમદ્વારા સાક્ષાત્કાર-આ બે દ્વારા चित्तस्य=યોગીના ચિત્તનો परशरीरावेश=પોતાના શરીરમાંથી નીકળીને બીજાના જીવતા કે મરેલા શરીરમાં પ્રવેશ થાય છે.

અર્થાત્ માનવ ધારે તો પોતાના ચિત્તનો પારકામાં પ્રવેશ કરી શકે છે-પછી બીજાનું શરીર જીવતું હોય કે મરેલું હોય પ્રવેશ કરી શકે છે એટલે કે અંદર જઈને તેને પોતાના અભિપ્રાયે પ્રવર્તાવી શકે છે આ કેવી રીતે શક્ય? તેનો અત્રે બુદ્ધિપૂર્વકનો ખુલાસો આપ્યો છે આત્મા અને ચિત્ત બન્ને વ્યાપક છે એ બન્નેનો, શરીરની અંદર, ભોક્તા અને ભોગ્યરૂપે જે સંવેદન ઉપજે છે તે તે જીવના નિયત કર્મને લીધે જ થાય

છે। આ જે ભોક્તા અને ભોગરૂપે સંવેદન તેજ બંધ છે. આ બંધનું કારણ છે–પ્રારબ્ધ કર્મ તો સંયમ દ્વારા એ પ્રારબ્ધ કર્મનું શિથિલીકરણ થાય છે તે ઉપરાંત ચિત્તને વહનારી–અંદરજાવર કરનારી જે અંદરની નાડીઓ તેનો સાક્ષાત્કાર કરવો ઘટે છે. હૃદપ્રદેશમાંથી નીકળી ઇન્દ્રિયો ઉપર સવાર થઈ વિષયો તરફ ચિત્તનો જે પ્રસર તેજ પ્રચાર છે. એ પ્રચારની નાડીઓનું સંવેદન એટલે કે સંયમ દ્વારા સાક્ષાત્કાર કરવો. ઘટે એટલે કે આ ચિત્તને વહનારી નાડી છે. આના દ્વારા ચિત્ત બહાર જાય છે, અને એ નાડી રસ પ્રાણ વગેરેને વહની નાડીઓ કરતાં ભિન્ન છે–આ રીતનો ચિત્તનો પ્રચાર માર્ગ જાણી લેવો પડે છે. ચિત્તનું બંધકારણ ઢીલું થાય અને પ્રચારનું જ્ઞાન મળે એટલે પરશરીરાવેશ શક્ય છે। અર્થાત્ એવો યોગી ઇચ્છે ત્યારે પોતાના ચિત્તને પોતાના દેહમાંથી બહાર કાઢી પારકાના જીવતા કે મરેલા શરીરમાં તેનો પ્રવેશ કરાવી શકે છે. બંધનું કારણ શિથિલ થયેલું હોઈને તેને પ્રતિબંધ કે અટકણ નડતા નથી. પ્રચારનું જ્ઞાન હોઈને તેને કોઈ વિઘ્ન નડતું નથી. આ કારણે ચિત્ત પરશરીરમાં જાય છે અને મધુરાણીની પાછળ જેમ મધમાખ તેમ ચિત્તની પાછળ ઇન્દ્રિયો પણ ક્રમશઃ અનુસરે છે અને યથાસ્થાને ગોઠવાઈ જાય છે। 'મેસ્મેરીઝમ' કે 'હીપ્નોટીઝમ' એ આ સિદ્ધિનો હીનમાં હીન પ્રકાર છે અને યુગ પરિવર્તન કરવા ઇચ્છનાર આ સિદ્ધિનો ઉપયોગ પ્રજામાનસ ઉપર કરી શકે છે. પોતાના સંકલ્પો દ્વારા એવા યુગપ્રવર્તક પુરુષો પ્રજામાનસમાં પ્રવેશે છે અને પ્રજા પાસે પોતાનું ધાર્યું કરાવે છે અને એમનું ધારેલું–એઓ મહાયોગી હોઈને જ અસત્ય હોતું નથી. ઉપરાંત માનવ મૃતશરીરને પણ ઉત્થિત કરી શકે છે એ આશ્ચર્યની હદ નથી? વળી માનવ આત્મા કર્મબંધથી મુક્ત થાય તો તેનું કેવું નિરવધિ અને નિરંકુશ સ્વાતંત્ર્ય હોઈ શકે છે તેનો આ પરચો નથી? ચિત્ત અને આત્મા બન્ને વ્યાપક છે છતાં ઉભયને ભોગનો સંકોચ કરવો પડે છે–તેનું કારણ છે કર્મ. જો સમાધિ દ્વારા એ કારણ દૂર થાય તો તેના જીવાત્મા માટે બધે જ ભોગનિષ્પત્તિ છે. વ્યાપક આત્માનો વ્યાપક ચિત્ત દ્વારા વ્યાપક ઉપભોગ–નિરવધિ ઉપભોગનું જ બીજું નામ છે વિરાટ આનન્દ!–વિરાટ અનુભવ–સર્વભૂતાત્મભૂતાત્મભાવ–સર્વત્ર આત્મનિરીક્ષણ–સર્વત્ર આનન્દોપલબ્ધિ! વળી માણસ કેટલો મોટો અને વ્યાપક થઈ શકે છે। બ્રહ્મ જેવડો એ થઈ શકે છે–એવી યોજના રાખનાર પરમાત્માની પ્રત્યે અહોભાવ નહીં ઉપજાવે!! ॥ ૩૮ ॥

બીજી ક્રિયાસિદ્ધિના ઉપભેદ કહેવામાં આવે છે —

**उदानजयात् जल पङ्ककण्टकादिषु असंग. उत्क्रान्तिश्च ॥३९॥**

उदानजयात्=ક્રિયા પ્રધાન અન્તઃકરણની જીવન નામની જે વૃત્તિ તે પ્રાણ તે પ્રાણના પાંચ ભેદ છે તે પૈકી ઉદાન નામના પ્રાણના ઉપર સંયમ દ્વારા જય મેળવવાથી जलपङ्क=સાગર વગેરેના પાણીમાં, ભારે કાદવમાં, તીણા કાંટા વગેરેમાં—વગેરેમાં અગ્નિની જ્વાળા વગેરેનો સમાવેશ જાણવો—એ બધામાં असङ्ग=એટલે અસ્પર્શ એટલે કે વિકારના કારણરૂપ સંબંધનો અભાવ છે च—તથા उत्क्रान्ति=મરણકાળે શરીરમાંથી સ્વેચ્છાએ ઉત્ક્રમણ થાય છે

અર્થાત્ યોગી ઇચ્છે તો સાગરના મોજાંઓ ઉપર, જેમ પૃથ્વી ઉપર તેમ, ચાલી શકે પોચા કફ જેવા કાદવમાં, જેમ ફરસબંધી ઉપર તેમ, ચાલી શકે તીણા કાંટા ઉપર વગર જોડાએ જોડાવાળાની માફક ચાલી શકે અગ્નિની પથારીમાં—જેમ ફૂલની પથારીમાં તેમ—વર્તી શકે છે અને મરણ કાળે સ્વેચ્છાએ શરીરનો ત્યાગ કરી શકે છે એ માટે તેણે ઉદાન નામના વાયુ ઉપર વિજય મેળવવો રહે છે અને તે સંયમદ્વારા

વાયુ—પ્રાણના પાંચ ભેદ છે નાકના આગળના ભાગથી માંડીને તે હૃદય પ્રદેશ સુધી વર્તનારો વાયુ તે પ્રાણ એ જીવન ક્રિયાનો હેતુ છે ખાધેલા પીધેલા અન્નાદિના રસને શરીરમાં તે તે સ્થાને પહોંચાડનારો અને હૃદયથી માંડીને તે નાભિ સુધીમાં વર્તનારો જે વાયુભેદ તે સમાન મળમૂત્ર ગર્ભ વગેરેના અધોનયનમાં કારણરૂપ, નાભિથી માંડીને તે પગની પાની સુધી વર્તનારો વાયુભેદ તે અપાન ઊર્ધ્વ દોરવણીમાં કારણરૂપ નાસિકાના અગ્રભાગથી માંડીને તે મસ્તક તળ સુધી વર્તનારો વાયુભેદ તે ઉદાન દેહના ફુગાવામાં કારણરૂપ અને આખાય શરીરમાં વર્તનારો વાયુભેદ તે વ્યાન

આ પૈકી ઉદાન વાયુના ઉપર જય મેળવવાથી ઉપલી સિદ્ધિ પ્રાપ્ત થાય છે ઉદાનવાયુના ઉપર જય મેળવવાથી યોગી ધારેલી ક્ષણે રૂના રેસા કરતા પણ હલકો થઈ જાય છે। અને હલકો થઈ જતો હોઈને એ ઉપર ને ઉપર જ રહી શકે છે। ભારી વસ્તુ ડૂબે જળાદિમાં ચાલતો યોગી રૂના રેસા જેવી જાતને કરી નાખે છે અને આથી આ સિદ્ધિ ઉપજે છે વળી સ્વેચ્છાએ પ્રાણોત્ક્રમણ એ મહાન સિદ્ધિ છે ને? એ તો મૃત્યુંજય થવાની કળા। અને આથી સૌએ સાધવા જેવી મરતી વખતે અયોગી કે કુયોગીની જે લાચારી છે તે માનવ આત્માના વિસારેલા કૌવતની જ કરુણ ગાથા છે। આ સૂત્ર એ આત્મસામર્થ્યની સ્મૃતિ આપે છે ॥ ૩૯ ॥

ઈતર સિદ્ધિનો ઉલ્લેખ કરતા કહે છે —

**समानजयात् ज्वलनम् ॥ ૪૦ ॥**

સમાનજયાત્=સંયમદ્વારા સમાન પ્રાણભેદ ઉપર વિજય મેળવતા જ્વલન=યોગીનુ શરીર અગ્નિની પેઠે જ્વલન્ત થાય છે

અર્થાત્ સમાનજયી યોગી ઇચ્છે ત્યારે શરીર ઉપર અગ્નિની કાંતિ પ્રગટ કરી શકે છે શરીરમા રહેલા અગ્નિનુ સમાનજય ઉત્તેજન કરે છે અને ઉત્તેજિત થયેલ તે અગ્નિ શરીરને દેદીપ્યમાન બનાવે છે અર્થાત્ સમાનના જયમા પૂરી નીરોગિતા ને રુધિરની પૂરી શુદ્ધિ છે અપચો એ માણસની જ લાજ છે સમાન જય કરવાથી વ્યક્તિ અને સામુદાયિક પાયા ઉપર કરવામા આવે તો સમષ્ટિની પૂર્ણ નીરોગિતા આવે અને અગ્નિ જેવુ દેદીપ્યમાન શરીર કેમ ન હોવુ ઘટે ! એ તો શોભા છે ॥૪૦॥

ઈતર વિભૂતિનો ઉલ્લેખ કરતા કહે છે—

**श्रोत्राकाशयोः सम्बन्धसंयमात् दिव्यं श्रोत्रम् ॥ ૪૧ ॥**

શ્રોત્રાકાશયો=શબ્દની ગ્રાહક ઇન્દ્રિય તે શ્રોત્ર આકાશ એટલે ગગન તે બેના સમ્બન્ધસંયમાત્=આધાર-આધેય-લક્ષણ સંબંધમા સંયમ કરવાથી દિવ્ય=સૂક્ષ્મ શબ્દગ્રાહક શ્રોત્રમ્-કર્ણેન્દ્રિય થાય છે

અથાત્ કાન અને આકાશની વચ્ચે આધાર આધેય લક્ષણ સંબંધ છે આકાશ આધાર છે કર્ણ આધેય છે અગર તો એ બેની વચ્ચે દેશ દેશી ભાવ સંબંધ છે એ સંબંધમા સંયમ કરવાથી યોગીની કર્ણેન્દ્રિય દિવ્ય શબ્દ સાંભળવા માટે શક્તિમાન થાય છે ! અહીં દિવ્ય એટલે કેવળ અલૌકિક નહીં-પણ તે ઉપરાંત સૂક્ષ્મ અંતરિત સુદૂરના શબ્દનુ ગ્રહણ કરવા શક્તિમાન થાય છે ! અને તે પણ એવી વખતે અર્થાત્ વાયરલેસની શોધ કે રેડિયોનની શોધની યોગીને ગરજ રહેતી નથી વળી એ તો યાંત્રિક શોધો એટલે ગમે ત્યારે છેહ દે આ સિદ્ધિ દ્વારા યોગી સૂક્ષ્મતમ શબ્દોને સાંભળી શકે છે દેશ કે વસ્તુના આંતરા તેના શ્રવણની આડે નથી આવી શકતા દૂર દૂરના શબ્દો તે ઇચ્છે ત્યારે આ રીતે સંયમ દ્વારા સાંભળી શકે છે આજ પ્રમાણે ત્વચા અને વાયુ ચક્ષુ અને તેજ, જીભ અને રસ પાણી નાક અને પૃથ્વીના સંબંધમા સંયમ કરવાથી દિવ્ય ત્વક, દિવ્ય ચક્ષુ દિવ્ય રસના અને દિવ્ય નાસિકા થઈ શકે છે 'શ્રાવણ' વગેરે પ્રજ્ઞાઓ તે આ સિદ્ધિઓની જ છે ! ॥ ૪૨ ॥

હવે જો વિમાનની માફક આકાશ સચારી થવુ હોય તો યોગીને માટે તે શક્ય છે-એમ બતાવતા કહે છે કે —

**કાયાકાશયોઃ સંબન્ધસંયમાત્ લઘુતુલસમાપત્તેશ્ચ આકાશગમનમ્ ॥ ૪૨ ॥**

કાયાકાશયો=પાચ ભૌતિક દેહ એટલે કાયા આકાશ એટલે ગગન તે એના સંબન્ધસંયમાત્=સબધમા સયમ કરવાથી અને તેના ઉપર જય મેળવવાથી ચ=તથા લઘુતુલસમાપત્તે હલકા રૂના રેસા જેવા પદાર્થોમા તદાકારતાની ભાવનાથી હલકા બની ગયેલા શરીરવાળા ભગવાન યોગીને માટે આકાશગમનમ્=મરજી મુજબ આકાશમા સચાર શક્ય છે

અર્થાત્ આકાશચારી થવા માટે બે ઉપાયો છે પહેલો પાચ ભૌતિક કાયા અને આકાશના સબધમા સયમ સાક્ષાત્કાર પર્યન્તના તેના જયથી યોગી આકાશમા વિમાનની પેરે વિચરી શકે છે અગર તો બીજો ઉપાય છે "લઘુતુલસમાપત્તિ" એટલે કે હલકા રૂના રેસા જેવા પદાર્થોમા તદાકારતા રૂપ સમાપત્તિથી એ સિદ્ધ થાય છે અર્થાત્ આ બન્ને ઉપાયો અભ્યાસથી યોગીનુ શરીર હલકુ બની જાય છે અને એ હલકાપણાને લઇને જેમ ભૂમિ ઉપર તેમ પાણીમા નિર્ભયપણે વિહરે છે અને આકાશમા યથેષ્ટ સચરણ કરી શકે છે અર્થાત્ વિમાનની તેઓને આવશ્યકતા રહેતી નથી અને કેવળ મફત તે વિમાની મોજ માણી શકે છે ફેર એટલો કે વિમાન ગમે તે ક્ષણે તૂટી પડી જઈ શકે, યોગી નહી જડ ચેતનના કાર્યમા એજ તો ફેર છે ! અસ્તુ ! ॥ ૪૨ ॥

પ્રકાશ-જ્ઞાનપ્રકાશને ઢાંકી દેતો આવરણોના ક્ષય માટેની વિભૂતિનો ઉલ્લેખ કરતા કહે છે —

**બહિ. અકલ્પિતાવૃત્તિ મહાવિદેહા, તત. પ્રકાશાવરણક્ષયઃ ॥૪૩॥**

બહિ=શરીરની બહાર-બાહ્ય વિષયમા અકલ્પિતા="મારુ મન શરીરની બહાર હો'-એ જાતની કલ્પના સિવાય જ જન્મેલી વૃત્તિ=શરીરમા ન ગોંધાઇ રહેલા, સ્વતત્રપણે બહાર વર્તમાન મનની વૃત્તિને મહાવિદેહા=મહાવિદેહા નામની ધારણા કહે છે તત-એ મહાવિદેહા નામની ધારણા સિદ્ધ થતા યોગીના પ્રકાશાવરણક્ષય=બુદ્ધિસત્વના પ્રકાશનુ-જે આવરણ-રજ અને તમોગુણ મૂલક ક્લેશ કર્મ અને વિપાક રૂપ જે આવરણ તેનો ક્ષય એટલે કે ભગ થાય છે

અર્થાત્ સયમદ્વારા મહાવિદેહા ધારણા નામની ધારણા સિદ્ધ કરવાથી ચિત્તના કલેશ કર્મ અને વિપાકરૂપી ત્રણ જ્ઞાનના આવરણોનો નાશ થાય છે. કલેશ વગેરેનુ વ્યાખ્યાન તો આવી જ ગયુ છે. તો મહાવિદેહા ધારણા એટલે શું? "મારુ તે મન બહાર અમુક વિષયમા હો" એ જાતની કલ્પના વડે જ્યારે મન શરીરની બહારના પદાર્થોમા જઇ તેમાં ઠરી જાય ત્યારે તે અવસ્થાને વિદેહા ધારણા કહેવામાં આવે છે. આ વિદેહા ધારણા મહાવિદેહાના સાધનરૂપ છે! તેમાં સયમ કરવાથી પરિણામે યોગી મહાવિદેહા ધારણાને સિદ્ધ કરે છે આ બીજી ફલરૂપ ધારણા અકલ્પિત–એટલે કે કલ્પનાથી પેદા ન થનારી હોય છે એ અવસ્થામા યોગીનુ મન શરીરમા જકડાયેલ હોતુ નથી આથી તે સ્વતત્ર છે સ્વતત્ર હોઇને ઈચ્છા માત્રથી કલ્પના વિના જ મન બહાર વર્તી શકે છે અભ્યાસબળે એ સિદ્ધ થતા યોગી સ્વેચ્છાએ પરકાયામા પ્રવેશ કરી શકે છે. અને આ પરકાયા પ્રવેશ મહાવિદેહા ધારણાનું ગૌણ ફળ છે મુખ્ય ફળ છે પ્રકાશના આવરણનો ભગ સત્વગુણ સ્વય પ્રકાશમય છે એનો પ્રકાશ ઝાંખો થઇ જાય છે રજોગુણ અને તમોગુણથી–એટલે કે કલેશો, કર્મો કે તેના જન્માયુષ્ય ભોગરૂપી ફળથી મહાવિદેહા ધારણા આ પ્રકાશના આડપડદાને ચીરી નાખે છે અને આથી યોગી નિરાવરણ ચિત્તદ્વારા યથેચ્છ વિહાર કરી શકે છે અને વસ્તુમાત્રને વિશેષરૂપે જાણી શકે છે આનો અર્થ એ થયો કે જ્યારે માણસ દેહાત્મભાવનો ત્યાગ કરે, દેહાધ્યાસમાથી મુક્ત થાય ત્યારે સ્વયમેવ તેનુ મન મહાવિદેહા ધારણાવાળુ થઇ જાય છે! અને એ ધારણામા પાવરધું થતાં પ્રકાશના આવરણોને ભેદી નાખે છે અને પ્રકાશપ્રિય જીવોને આત્મપ્રકાશ ઉપર પીછોડી પસદ ન પડે 'અહભાવ' મનને શરીરમા જકડી રાખી, તેને રજોગુણ તમોગુણમા બલાત્ ફેકી, તેની પાસે લાચારી કબૂલાવે છે અહભાવની નાગચૂડમાથી છૂટેલ માનવ વદનીય છે પૂજનીય છે કીર્તનીય છે. સર્વદા સ્મરણીય છે એવાની તો સ્મૃતિ પણ આવરણભેદક બને છે કલેશાદિ કેવા કેર વર્તાવે છે તે આ ઉપરથી સમજાશે. કેમકે એ માણસને–અધારામાં જકડી રાખે છે! અને આથી જ કલ્યાણ ગરજુ સૌએ મહાવિદેહા ધારણામા કુશળતા મેળવવી ઘટે છે અસ્તુ ॥૪૩॥

આમ અત્યારસુધીમા "परिणामत्रयसयमाद्"—એ સૂત્રથી શરુ કરી નાની મોટી અનેક પ્રકારની સિદ્ધિઓનુ વર્ણન કર્યુ. યોગમાં વિશ્વાસ ઉપજાવવા માટે આ ઉપક્રમ છે માણસને જો કોઇ એકાદ સિદ્ધિ પણ પ્રાપ્ત થાય તો પછી સૂક્ષ્મતમ વિષયોમા પણ એની શ્રદ્ધા ચોટે. આથી

સિદ્ધિમાત્રનુ વર્ણન આટલીજ દૃષ્ટિએ છે વળી સિદ્ધિ તો આનુષંગિક છે, મુખ્ય નથી યોગનુ મુખ્ય પ્રયોજન તો આત્મદર્શનજ છે પણ વાપીથી મુબઇ જવા નીકળેલ માનવને વચ્ચે આવતા વધાય સ્ટેશનો જોવા પડે વટાવવા પડે પણ તેથી તે સ્ટેશને તેનાથી ઉતરી ન પડાય પડાવ ન નખાય! જો પડાવ નાખી બેસે તો ગાડી ચૂકી જાય અને બીજી ગાડી આવે ત્યાસુધી અણજાણી જગ્યામા અને ભનુ હોય તો-પરદેશમા રાહ જોવી પડે! વળી સિદ્ધિઓ માનવની અપાર શક્તિઓનુ ભવ્ય નિરૂપણ છે! આત્મદર્શન ન સાપડે તો પણ માનવે ઐહિક જીવનમા પોતાનુ ઐશ્વર્ય ગૌરવ, મહત્તા શક્તિને છતી કરવી જોઇએ માનવ માનવ થઇને દરિદ્રી રહે રોતી સિકલ લઇને ફરિયાદી જીવન ગુજારે એની સામે યોગદ્રષ્ટાઓનુ આ સિદ્ધિ પ્રકરણમા કલ્યાણ જોતુ રહે છે! આ ઉપરાત પરમાત્મા રહસ્યમય છે-છતા એ તમામ રહસ્યોને આપણી સમક્ષ ખોલી નાખવા તૈયાર છે-ફક્ત જો આપણે એના રહસ્યોને વૈજ્ઞાનિક પદ્ધતિથી ઉકેલવા ચાહીએ તો અને સિદ્ધિમાત્ર કેવળ વૈજ્ઞાનિક શોધખોળ છે એ ગપ્પા નથી પરીકથા નથી અદ્‌ભુતતાપ્રેમી જીવોનો અદ્‌ભુત રસનો નિરાવળ આવિષ્કાર નથી પરમાત્માની અણુ અણુમા રહેલી અદ્‌ભુત રહસ્યનાઓનો ઉકેલ આવી શકે છે-અને તે ઉકેલ કાઢનારો ઉચ્ચકોટિના વિમલ આનન્દનો ભોક્તા થાય છે આથી સિદ્ધિઓ યદ્યપિ ત્યાજ્ય છે પણ કેવળ નિન્દ્ય નથી ખરી વાત તો એ છે કે હવે આપણે સ્વતંત્ર થયા છીએ તો આપણે યોગની દિશામા નવે સરથી શોધખોળો કરવી જોઇએ એ માટે રાજ્યાશ્રય મળવો જોઇએ, યોગશાસ્ત્રમા વર્ણવેલી તમામ સિદ્ધિઓને જાત અનુભવની કસોટી ઉપર કસવી જોઇએ એ માટે સરકારે યોગ સશોધન વિદ્યાલયોને ચલાવવા જોઇએ ધનિકોએ આ વિદ્યાના રહસ્યની પદ્ધતિસર ખોજ થાય તે માટે અઢળક દ્રવ્ય ખર્ચવુ જોઇએ અને પ્રજામાથી નવજુવાનોએ અને આ વિદ્યાના રસીઆઓએ લોકકલ્યાણાર્થ અને આ મહામહિમ વિદ્યાના ઉદ્ધારાર્થ પ્રયોગવીર થવા કેડ કસવી જોઇએ પ્રજાના ભલાને માટે કરોડો રૂપીઆ બેફામપણે ખર્ચાય છે-આવી લોકકલ્યાણી વિદ્યાના ઉદ્ધાર-પ્રચાર-અભ્યાસ-પ્રયોગ માટે પદ્ધતિસરના પૈસા ખર્ચવા જોઇએ સામાન્ય જનતાએ આ વિદ્યામા હૃદયથી રસ લેવો રહે છે ઐશ્વર્યદરિદ્રી પ્રજા નકામી છે આથી સિદ્ધિઓનો-યોગ્ય ઉપયોગ પ્રજા જીવનમા થવો જોઇએ વિહિત મર્યાદામા એ સિદ્ધિઓ પ્રાપ્તવ્ય છે યોગનો સિદ્ધિઓ માટેજ દુરુપયોગ ન થવો ઘટે એ તો સ્પષ્ટજ છે યોગનુ છેવટનુ લક્ષ્ય અને એકમાત્ર પ્રયોજન વિવેકદૃષ્ટિએ તો આત્મસાક્ષાત્કારજ છે

પણ સિદ્ધિઓ માટેની સાધના પણ સમગ્ર પ્રજા જ કરી શકે છે, એ ભુલાવું ન ઘટે, ઐશ્વર્ય મેળવીને ઐશ્વર્યના ત્યાગમાં માનવની મહાપ્રતિષ્ઠા છે ઐશ્વર્યના અભાવે ઐશ્વર્યના ઉપર વિરાગ એ આત્મવંચના છે—નમ્રતાની અહિંસાની માફક બુદ્ધના મહાભિનિષ્ક્રમણ ઇતિહાસે નોંધાય! દરિદ્રીના નિષ્ક્રમણ શા? આથી વસ્તુ માત્રના સાચા અને યથાસ્થિત મૂલ્યાંકન હો એટલું નિસંકોચ કહેવું રહે છે

હવે પછીના પ્રથમ "वितर्क-विचार" વગેરે સૂત્રોમા યોગશાસ્ત્રના જે મુખ્ય પ્રકરણો—એટલે કે ગ્રાહ્ય-ગ્રહણ-ગૃહીતા રૂપી જે પ્રકરણો છે તેમા સયમ કરવાથી પ્રાપ્ત થતી સિદ્ધિઓનો ઉલ્લેખ છે યોગશાસ્ત્રમા ગ્રાહ્ય, ગ્રહણ, અને ગૃહીતામા સમાપત્તિ—સમાધિ એ મુખ્ય ઉદ્દેશ છે તો એ ગ્રાહ્ય વગેરેમા સયમ સાધવાથી પ્રકટ થતી સિદ્ધિઓનુ વર્ણન હવે પછીના ગ્રથનો વિષય છે તે પૈકી સૌથી પહેલા ગ્રાહ્યને લગતા સયમની સિદ્ધિ વર્ણવતા કહે છે—

**स्थूल-स्वरूप-सूक्ष्म-अन्वय-अर्थवत्त्वसंयमात् भूतजय: ॥૮૮॥**

स्थूल-स्वरूप=સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ અન્વય અને અર્થવત્ત્વમા સયમ કરવાથી भूतजय=પચમહાભૂતોના ઉપર જય મેળવાય છે

અર્થાત્ પચમહાભૂતોને માણસ યોગબળે વશ કરી શકે છે કિન્તુ એણે એ પાચભૂતોના સ્થૂલ-સ્વરૂપ-વગેરે પાચ રૂપોમા સયમ કરવો જોઈએ 'સ્થૂલ' વગેરે શબ્દો અહીં પારિભાષિક છે તો પચમહાભૂતનુ સ્થૂલ રૂપ કયુ? ગન્ધ, રસ, રૂપ, સ્પર્શ, અને શબ્દરૂપી પાચે ગુણોથી યુક્ત પૃથ્વી—જે આપણી સમક્ષ દેખાઈ રહી છે તે જ તેનુ સ્થૂલ રૂપ છે રસ, રૂપ, સ્પર્શ અને શબ્દરૂપી ચાર ગુણવાળુ પાણી, પાણીનુ, રૂપ, સ્પર્શ, શબ્દ યુક્ત તેજ તેજનુ, સ્પર્શ અને શબ્દ યુક્ત વાયુ વાયુનુ, અને શબ્દ આકાશનુ રૂપ છે અર્થાત્ ક્રમે એક એક ગુણથી ન્યૂન એવો જે આ પાચ વિશેષ ગુણોથી યુક્ત-પ્રત્યક્ષ દેખાતો આ પૃથિવી વગેરેનો પ્રપચ છે તે જ ભૂતોનુ પ્રથમ સ્વરૂપ છે કઠિનતા સ્નેહ વગેરેથી વ્યજિત થતુ જે પૃથિવીપણુ વગેરે તે જ તેનુ સ્વસામાન્યપણુ—એટલે કે સૂત્રમા કહેલુ "સ્વરૂપ" છે અર્થાત્ ગન્ધ ભીનાશ ઉષ્ણતા, પ્રવહણતા (કપન) તથા અવકાશ-દાન રૂપી ધર્મોથી અનુમેય ભૂતોનુ જે નિજરૂપ તે 'સ્વરૂપ' કહેવાય છે તે ઉપરાત ગન્ધતન્માત્ર, રસતન્માત્ર, રૂપતન્માત્ર, સ્પર્શતન્માત્ર, અને શબ્દતન્માત્ર એ ભૂતોનુ સૂક્ષ્મ સ્વરૂપ છે કારણ રૂપે એ પાચ

ભૂતોમા પ્રસરેલુ જે ત્રિગુણપણુ તેને અન્વય કહે છે કેમકે કાર્ય એ કારણની જ એક અવસ્થા વિશેષ છે અને એ પાચે ભૂતોમા ભોગ અને અપવર્ગ રૂપી જે પ્રયોજન છૂપાયુ છે તેને અર્થવત્ત્વ કહે છે ભોગ અને અપવર્ગ રૂપી પ્રયોજન ત્રણ ગુણોમા છે ત્રણ ગુણો પાચ મહાભૂતોમા છે આથી એ ભોગ અને અપવર્ગનુ પ્રયોજન તો કાર્યમાત્રમા પ્રગુપ્ત છે બસ આ પાચેમા ક્રમશ સયમ કરી લેવાથી અને એ સયમ દૃઢ થવાથી પાચે મહાભૂતો ઉપર યોગી વિજય મેળવી લે છે અર્થાત્ પચમહાભૂતોનુ સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્ત્વ જાણી લેતા ભૂતોની અદર વર્તતા તમામ કાયદાઓનુ યોગીને જ્ઞાન થઈ જાય છે અને એ જ્ઞાનદ્વારા

પચમહાભૂતોની ઘડભાજ સ્વેચ્છાએ કરી શકે છે પાચ મહાભૂતોમા સ્થૂલ વગેરે ઉપરાત બીજુ કશુ જ હોતુ નથી સપૂર્ણ વૈજ્ઞાનિક જ્ઞાનમા સપૂર્ણ ઐશ્વર્ય છૂપાયુ છે, એ આનો ધ્વનિ છે યોગી પોતાની સામેના પદાર્થને કે તેની શક્તિને જો ફેરવવા માગે તો તે પહેલા તો સયમદ્વારા તે પદાર્થનું સ્થૂલ રૂપ જાણી લે છે એટલે કે તે પદાર્થોની બનાવટમા ક્યા ક્યા ભૂતો કેટલા કેટલા પ્રમાણમા છે–ક્યા ક્યા ધર્મોથી વિશિષ્ટ છે એ જાણી લે છે પછી તેમા કઈ તન્માત્રાઓ છે અને કેટલા પ્રમાણમા છે તે સયમદ્વારા માપી લે છે ત્યાર બાદ તે પદાર્થમા કયો ગુણ કેટલા પ્રમાણમા છે તે સાક્ષાત્ કરી લે છે અને છેવટે તે પદાર્થ તેને પોતાને કયો ભોગ આપવા વર્તે છે કે તે દ્વારા અપવર્ગ આણવા ઇચ્છે છે તે સયમદ્વારા બરોબર જાણી લે છે વૈજ્ઞાનિક રીતે આ બધુય જાણી લીધા પછી તે પદાર્થોને તે જેવો કરવા ઇચ્છતો હોય તેવો બનાવવામા આ સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ અન્વય અને અર્થવત્ત્વમા શુ ફેરફાર કરવો ઘટે છે તે માપી લે છે અને પછી એના સકલ્પમા તે તન્મયતા કેળવે છે અને સત્ય જ્ઞાનમય સકલ્પ–ઇચ્છાની દૃઢતા સમક્ષ પ્રકૃતિની લાચારી થઈ જાય છે યોગીની ઇચ્છા મુજબ પ્રકૃતિએ પરિણમવુ જ પડે છે પરમાત્મા સ્વય આમ કહે છે 'मयाध्यक्षेण प्रकृति सूयते सचराचरम्'ની પાછળ આજ સિદ્ધાન્ત છે ખૂબીની અને મૂળની વાત તો એ છે કે સાચુ વૈજ્ઞાનિક જ્ઞાન સર્વસમર્થ બની રહે છે અને આથી સત્યજ્ઞાનની કિંમત કરોડોગણી વધી જાય છે એટલે આ સૂત્ર સાચા વૈજ્ઞાનિક જ્ઞાનની અમેય – અગાધ – અનન્ત શક્તિનુ સૂચન કરે છે ॥૪૪॥

આ યોગી ભૂતોની ઉપર જય તો મેળવે પણ તેથી તેને આત્મલાભ શો? એ બતાવતા યોગીની મહાસિદ્ધિઓનો ઉલ્લેખ કરતા યોગેશ્વર ભગવાન પતંજલિ ભણે છે કે —

ततः अणिमादिप्रादुर्भावः, कायसम्पत्, तद्धर्मानभिघातश्च ॥४५॥

तत=તેથી-ભૂતજય થવાથી યોગીને अणिमादिप्रादुर्भाव-અણિમા વગેરે અષ્ટ મહાસિદ્ધિઓનો પ્રાદુર્ભાવ થાય છે તે ઉપરાંત कायसंपत-આગળ ઉપર વર્ણવવાનારી શરીર સંપત્તિ મળે છે અને तद्धर्मानभिघात-તે તે ભૂતોના જે ધર્મો તે ધર્મોથી અપરાભવ મળે છે

અર્થાત્ પંચમહાભૂતોના ઉપર જે સંયમદ્વારા જય મેળવે તેને અણિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશિતૃત્વ અને યત્રકામાવસાયિત્વ નામની આઠ મહાસિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે પૈકી ભૂતોના સ્થૂલ સ્વરૂપ ઉપર વિજય મેળવવાથી પહેલી ચાર એટલે કે અણિમા, લઘિમા મહિમા અને પ્રાપ્તિ નામની સિદ્ધિઓ, સ્વરૂપ સંયમથી પ્રાકામ્ય, સૂક્ષ્મ સંયમ જયથી વશિત્વ, અન્વયને લગતા સંયમ જયથી ઇશિતૃત્વ અને અર્થવત્વ સંયમથી યત્રકામાવસાયિત્વ નામની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમા અણિમા એટલે કે જ્યારે-જ્યારે પરમાણુની પેઠે અણુભાવની પ્રાપ્તિ ભારી હોય ત્યારે રૂના રેસા જેવો હલકો થઈ આકાશમા ધારે તો રૂના રેસાની માફક જ વિચરવાની જે શક્તિ તે લઘિમા, આકાશ વગેરેની માફક વિસ્તૃત-વિશાળ થવાની જે તાકાત તે મહિમા સર્વભાવનું સાન્નિધ્ય-એટલે કે અહીં બેઠા બેઠા ટચલી આગળીએ ચન્દ્રને અડવું હોય તો તે તેની શક્તિ એટલે પ્રાપ્તિ પ્રાકામ્ય એટલે ઇચ્છાભંગનો અભાવ ભૂત કે ભૌતિક પદાર્થોનું નિયામકપણુ એટલે વશિત્વ ઇશિતૃત્વ એટલે ભૂતભૌતિક પદાર્થોનું સ્રષ્ટાપણું સત્યસંકલ્પતા એટલે યત્રકામાવસાયિત્વ અને આ આઠે સિદ્ધિઓ પરમાત્મામા પરિપૂર્ણ પણે વર્તે છે અને આથી જ પરમાત્મા એકી વખતે અણુ, કે લઘુ, મહાન કે સર્વત્ર સન્નિહિત છે એની ઇચ્છાનો ભંગ નથી પદાર્થ માત્ર ઉપર એનુ શાસન છે પદાર્થમાત્રના ઉત્પત્તિ સ્થિતિલયનો એ સર્જક છે અને સત્યસંકલ્પ છે "जीवो ब्रह्मैव नापर" જો સત્ય છે તો માનવ-પ્રભુપુત્ર પ્રભુ જેટલો જ ઇશ્વર થઈ શકે છે એ નક્કી છે

એક અગત્યની વાત-રહસ્ય અહીં ન ભૂલાવું ઘટે જો યોગી ઇશ્વરનો સમાનધર્મા થઈ શકતો હોય તો પછી કદાચિત્ એવો યોગી ઇશ્વરની વિરુદ્ધ વર્તન ખરો કે નહીં? એટલે કે પદાર્થોને ઊંધાચત્તા એ કરે ખરો કે? પ્રશ્ન બરોબર છે યોગીનામા એ શક્તિ છે ખરી પણ તેવુ તે કદી કરી શકતો નથી કેમકે જો તે તેમ કરે તો તેમા અસત્યની ગંધ છે અને અસત્ય થયુ એટલે તેની તેટલા પ્રમાણમા યોગશક્તિ ઓછી થાય અને ઇશ્વરનો પૂર્વ સિદ્ધ-સંકલ્પ મિથ્યા થઈ શકતો નથી પૂર્વ સિદ્ધ ઇશ્વરનો ભૂતોમા

જેવો સંકલ્પ છે તે સત્ય જ છે આથી યોગી એ સત્યની વિરુધ્ધ જતો નથી અર્થાત્ યોગી પદાર્થની શક્તિને વત્તીઓછી કરી શકે પણ પદાર્થને ઊંધા ચત્તા ન કરી શકે સાચી વાત તો એ છે કે અણિમાદિ સિધ્ધિઓને પ્રાપ્ત કરનાર પુરુષ ઇશ્વરથી જરાએ અળગો નથી જૂદો નથી આથી તે ઇશ્વરથી ઊંધુ કરતા જ નથી કેમકે ઐશ્વર્યના અદેખનાઓ ઐશ્વર્યના તારતમ્યે ઝઘડે ઇશ્વર અને યોગી નહી કમકે અદેખાઇને તિલાજંલિ આપ્યા સિવાય યોગી થવાતુ જ નથી। આ સિદ્ધાન્તનો ઉલ્લેખ આગળ પણ ક્યાંક કર્યાનુ યાદ છે અસ્તુ

કાયસંપત્ તો હવે પછીના સૂત્રમા વર્ણવાશે ભૂત જય મેળવનાર યોગીને તે તે ભૂતોના ધર્મો પરાજિત કરી શકતા નથી એટલે કે શિલામા પણ તેણે પ્રવેશ કરવો હોય તો તે કરી શકે છે આપણે કરવા જઇએ તો પૃથ્વીનો શિલામા રહેલો જે કઠિનતા રૂપી ધર્મ તે આપણા માથામા જ પેસી જાય। યોગીને પાષાણુની કઠિનતા અટકાવતી નથી આથી તે પૃથ્વીમા પણ જેમ પાણીમા તેમ વિના અટકે પ્રવેશી શકે છે પાણી તેને ભીંજવી ન શકે અગ્નિ તેને બાળી નથી શકતો વાયુ તેને વહી નથી લઇ જઇ શકતો અનાવરણ સ્વરૂપ આકાશમા પણ તે આવૃત થઇ શકે છે એટલે કે સિદ્ધ પુરુષો સમક્ષ પણ તે અદૃશ્ય કરી શકે છે માણસમા કેટલી અગાધ શક્તિ।। ૪૫

આગના મંત્રમા ઉલ્લેખેલી કાયસંપત્ બતાવતા કહે છે—

**रूप लावण्य वलवज्रसंहननत्वानि कायसंपत् ॥४६॥**

રૂપ૦=રૂપ, લાવણ્ય, બળ હીરા જેવી સુદૃઢતા-આ ચાર તે કાયસંપત્= કાયાનુ ઐશ્વર્ય છે

અર્થાત્ ભૂતવિજયી યોગી રૂપરૂપનો અંબાર થઇ શકે છે। પ્રાણીમાત્રને ગમી જાય એવુ આકર્ષક રૂપ એ કરી શકે છે સર્વાંગ સૌંદર્ય એટલે લાવણ્ય રૂપ એટલે આકૃતિ અને લાવણ્ય એટલે સૌંદર્ય પ્રાણીમાત્રની આકૃતિ એ પરમાત્માનુ ભૂમિતિશાસ્ત્ર છે એ રેખાનો વિલાસ છે લાવણ્યનો મૂળ અર્થ તો લવણનો ભાવ-મીઠાનો ભાવ-એવો થાય છે અર્થાત્ મીઠા વિનાની રસોઇ, સર્વ સભર હોય તો પણ ફીકકી। આથી મીઠુ 'સવરસ" છે એ સર્વરસતા એટલે લાવણ્ય અર્થાત્ સૌંદર્યના સપ્રમાણતા વગેરે તમામ સિદ્ધાન્તોની જે મન ઉપર સામુદાયિક સરસ પ્રતીતિ તે સૌંદર્ય-લાવણ્ય રૂપ અને લાવણ્યની પાછળના બધા કાયદાઓ યોગી જાણતો હોઇને

તેમને પોતાને અનુકૂળ તે કરી લઈ—અનન્ય રૂપ અને અપ્રતિમ લાવણ્ય તે મેળવી શકે છે શક્તિતી શરીર-મન વગેરેની શક્તિની અતિશયતા એટલે વીર્ય અને હીરાના જેવી દુર્ભેદ્યતા એટલે વજ્રસંહનનતા અર્થાત્ કાયાના ઘટક અવયવોની અતૂટ દૃઢતા આ ચાર જે દેહનું ઐશ્વર્ય ભૂતજયી યોગી આ મેળવી શકે છે આ બધીય સિદ્ધિઓ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રના જીવનમા જોવા મળે છે અને આથી જ તે પૂર્ણાવતાર છે ૪૬

આમ ગ્રાહ્ય પંચ મહાભૂતો વગેરેમા કરેલા સંયમની વિભૂતિઓ વર્ણવી હવે ગ્રહણમાં-ઇન્દ્રિયોમા સંયમ કરવાથી નીપજતી સિદ્ધિઓનું નિરૂપણ કરતા ભગવાન પતંજલિ કહે છે—

**ग्रहण स्वरूप-अस्मिता-अन्वय+अर्थव व सयमाद् इन्द्रियजय ॥४७॥**

ग्रहण-स्वरूप०—ગ્રહણ, સ્વરૂપ અસ્મિતા અન્વય અને અર્થવત્વમા સંયમ કરવાથી યોગીને इन्द्रियजय—ઇન્દ્રિયો ઉપર વિજય મળે છે

અર્થાત્ આપણે ઇચ્છીએ તો આપણી ચક્ષુ વગેરે તમામ ઇન્દ્રિયો ઉપર આપણો અસાધારણ કાબૂ મેળવી શકીએ છીએ ઇન્દ્રિયો આપણા વશમા વર્તે એનાથી રૂડું બીજું શું ? જિતેન્દ્રિય પુરુષના જેટલો કેળવાયેલો કે સભ્ય કોઈ પુરુષ નથી જિતેન્દ્રિયતા એ સમાજમા નિર્ભયતા આણે છે બ્રહ્મચર્યનું એ શાસ્ત્રીય નામ છે જો માણસમાત્ર જિતેન્દ્રિય થાય તો વિશ્વજીવન ખૂબ સરળ બને આથી માનવ જીવનના ગૌરવ પૂરતું પણ સૌએ જિતેન્દ્રિય થવું ઘટે ઓછામા ઓછું સૌના વર્તનનો રુખ તો જિતેન્દ્રિયતા તરફ હોવો જ ઘટે દુનિયાની મોટાભાગની મહામારીઓ ઇન્દ્રિયોના સ્વૈરવિહારને લઈને છે એ જિતેન્દ્રિયતાને કુદરતી રીતે પ્રાપ્ત કરવાનો ઉપાય અહીં સૂચવાયો છે જેમ દરેક મહાભૂતના પાંચ સ્વરૂપ છે, તેમ ઇન્દ્રિયોના પણ પાંચ સ્વરૂપ છે ક્રમશ તે પ્રત્યેક સ્વરૂપમા સંયમ સિદ્ધ કરવાથી જેમ ભૂતજયી તેમ ઇન્દ્રિયજયી થઈ શકાય છે ઇન્દ્રિયોનું પ્રથમ સ્વરૂપ તે ગ્રહણ ગ્રહણ એટલે રૂપાદિ વિષયોને લગતી ચક્ષુ વગેરેના આલોચન વગેરેને લગતી જે વૃત્તિ તે 'સામે ફાનસ છે' એ જ્ઞાન આંખદ્વારા આપણને થાય છે તો સૌથી પહેલા તો આંખ અને ફાનસના રૂપનો યોગ્યતા લક્ષણ સબંધ થયો પદાર્થ સાથેનો ઇન્દ્રિયનો આ જે સન્નિકર્ષ તેજ ગ્રહણ છે પ્રથમ ક્ષણે 'આ કાંઈક છે' એવુ જ જ્ઞાન હોય છે પછી મન વિવેક કરી આપે છે કે આ "ફાનસ જ" છે ફાનસ સિવાય બીજુ કંઈ નથી, એવી જાતનો છેવટનો નિર્ણય તો બુદ્ધિ

અને તે તે દેશના કે કાળના પદાર્થોને લગતુ જ્ઞાન લઇ આવે છે! મનમાન્યા દેશમા અને કાળમા વિના દેહે કેવળ ઇન્દ્રિયોનો પ્રવાસ એ પણ અજાયબી જ લાગે! છતા એ શક્ય છે ઘણી વખત સત્ય કલ્પનાથી પણ ખુબ અદ્ભુત અને રમણીય હોય છે! ત્રીજો લાભ તે પ્રધાનજય આખીય પ્રકૃતિના ઉપર કાબુ એ તો માનવનો દિગ્વિજય છે પુરુષાર્થી જીવનો વિજય ડંકો છે

આ ત્રણ સિદ્ધિને યોગીઓની પરિભાષામાં 'મધુપ્રતીકા' કહેવામા આવે છે કેમકે એ ત્રણે મધમીઠી છે આ પૈકી ગ્રહણમા સયમનુ ફલ તે 'મનોજવિત્વ' છે "વિકરણ ભાવ"–એ સ્વરૂપ સયમનુ ફળ છે પ્રધાન જય છે ફળ અસ્મિતા, અન્વય અને અર્થવત્વનુ આત્માના–અનાસક્ત થયેલા મૌલિક–નિરંજન–નિર્મળ આત્માના નિરતિશય સામર્થ્યનુ આ વર્ણન માત્ર છે એટલે આત્માની અનંત શક્તિ જેને સમજાય તેને માટે આ પરીકથા નથી સત્ય છે ॥ ૪૮ ॥

હવે ક્રમે પ્રમાણે પ્રાપ્ત થાય છે ગૃહીતામા સયમ એ ગૃહીતામા સિદ્ધ થયેલા સયમની સિદ્ધિનુ નિરૂપણ કરતા યોગાચાર્ય ભગવાન પતંજલિ કહે છે—

**सत्व पुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं, सर्वज्ञातृत्व च ॥ ४९ ॥**

સત્વપુરુષા૦=સાક્ષાત્કાર સુધી પહોંચેલા ગૃહીતા નામના સ્વાર્થમા સયમથી, બુદ્ધિ અને આત્માના ભેદજ્ઞાન માત્ર રૂપે પ્રતિષ્ઠિત થયેલા ચિત્ત વાળા ભગવાન યોગીને સર્વભાવાધિષ્ઠાતૃત્વં=સમસ્ત પદાર્થનુ નિયન્તાપણુ ચ–અને સર્વજ્ઞાતૃત્વ=સર્વ પદાર્થની જાણકારી પ્રાપ્ત થાય છે

અર્થાત્ યોગી ધારે તો સૌનો નિયન્તા અને સર્વજ્ઞ થઇ શકે છે સત્વપુરુષની અન્યતા ખ્યાતિ એ વિવેકખ્યાતિ એનુ તો વારવાર ઉપર આગળ આપણે વિવેચન જોઇ ગયા છીએ જેને પરમાત્માની કૃપાથી વિવેકખ્યાતિ પ્રાપ્ત થાય છે–અને ફક્ત વિવેકખ્યાતિમા જ જે નિરન્તર વસે છે તેવો મહાભાગ માનવ સૌનો નિયન્તા થાય છે સૌ કોઇ જાણી શકે છે અર્થાત્ તેવા મહાત્મા પુરુષનુ કોઈ નિયમન કરી શકતુ નથી ધારે તો તેજ સૌનુ નિયમન કરી શકે છે. અને દુનિયાનો કોઇ એવો પદાર્થ નથી જેનુ તત્વ એ ન જાણતો હોય સત્વપુરુષ–અન્યતા–ખ્યાતિ પછી એક જ ડગનુ આગળ અને પરિપૂર્ણ આત્મ સ્વરૂપે અવસ્થિતિ હોય છે અને

એ સત્ત્વગુણની જ બનાવટ હતી અને સરસ સ્વરૂપમાં જો તન્માત્ર જેટલો પણ ભેદ હોય તો તે સ્વરૂપની સમગ્રતાને નધરી નાખે છે આથી વિવેકને માર્ગે ચડેલો જીવ તે વિવેકખ્યાતિમાંથી લાભબુદ્ધિને ઉઠાવી લે છે એટલે કે પરવૈરાગ્ય દ્વારા તેનો પણ ત્યાગ કરે છે આમ પરવૈરાગ્ય દ્વારા તેનો ત્યાગ થતા હવે ક્લેશના સસ્કારોનો પણ નિરોભાવ થાય છે આત્માના પરિપૂર્ણ આવિષ્કારમાં એટલું જ આડ આવતું હતું આ આડખીલી ટળી જતા આત્મા સ્વરૂપ મહિમામા વિરાજતો થાય છે આ સ્વરૂપ મહિમામાં નિરન્તર વિરાજમાનતાનુ જ નામ છે કૈવલ્ય

આ અવસ્થાને જ અસ્પર્શ યોગ અસપ્રજ્ઞાતયોગ નિર્બીજયોગ વગેરે નામે નવાજવામા આવે છે સાચી દિશામા માનવનો અવિરત પુરુષાર્થ અને પરમાત્માની અસીમ દયાથી માનવ કેવળ થાય છે એટલે કે પ્રકૃતિ અને તેના અનન્ત પરિવારની ખોટી નયમાથી છૂટે છે અને ત્યારે જ તેને વાસ્તવિક સ્વરૂપસસ્થ શાન્તિની અવિરત અમૃતધારાનો અમૃતાનુભવ થાય છે। પરમાત્મા સૌને એ શાન્તિ અર્પો। ॥ ૫૦ ॥

આમ છેક ઉપરનુ શિખર સર કરવા શ્રેયાંસ बहुविघ्नानि ઊંચામા ઊંચા સ્થાને જવા નીકળેલ માનવને વચ્ચે વિઘ્નો નડવાનો પૂરો સભવ। એ વિઘ્નની આશકા થતા આચાર્ય સ્વય તેના નિરાકરણનો ઉપાય બતાવતા કહે છે —

**स्थान्युपनिमन्त्रणे सगस्मयाकरण पुन अनिष्टप्रसगात् ॥ ५१ ॥**

स्थान्युप०=મહાન ઐશ્વર્યશાળીઓના આદરપૂર્વક આમન્ત્રણે सगस्मयाकरण—આસક્તિ કે અભિમાન ન કરવુ—કેમ ?—તો पुन ફરીથી अनिष्टप्रसगात्=અનિષ્ટનો પ્રસગ આવી રહેવાનો સભવ છે

અર્થાત્ કૈવલ્યના સાધનરૂપ સમાધિમા પ્રવૃત્ત થયેલ યોગીએ ખૂબ સભાળપૂર્વક કામ લેવાનુ છે। જેમ યોગીની સાધના વધે છે તેમ તેમ તેનો ઐહિક અને પારલૌકિક પ્રભાવ વધતો જાય છે તેની યોગ્યતા સર્વોપરિ બનતી જાય છે અને એનો પ્રભાવ જ્યારે ચોમેર પ્રસરે છે ત્યારે મોટા ભોગ ઐશ્વર્યશાળી જીવો પરમ આદરપૂર્વક તેની સેવામા અનુત્તમ ભોગ સામગ્રી ધરે છે એવે ટાણે એણે સગ એટલે કે વિકારને વશ થવાય એવી વૃત્તિ કે સ્મય એટલે કે કૃતાર્થતાનુ અભિમાન ન કરવુ ઘટે તે વેળાએ એણે સગના દોષોનુ ભાન કરવુ ઘટે સ્મયને અટકાવવો ઘટે.

અને મોટા મોટા નેતાઓ કે અધિકારીઓને પ્રકૃતિ ગમતી પાડે લાચરુશ્વત શું સામાજિક જીવનમાં કે શું યોગજીવનમાં અધઃપતન જ … આથી ભારે જાગૃતિપૂર્વક યોગીએ વર્તવાનું રહે છે

હવે વિવેકજ જ્ઞાન'ના સાધન રૂપ સંયમનો સ્ફોટ કરતા ભગ… પતંજલિ કહે છે –

**क्षण तत् क्रमयोः संयमाद् विवेकजं ज्ञानम् ॥५२॥**

क्षणतत्क्रमयोः = ક્ષણ અને તેના ક્રમમાં संयमात् સંયમ કરવાથી યો… विवेकजज्ञानम् વિવેક જન્ય જ્ઞાન થાય છે

અર્થાત્ પરસ્પર ગુણલક્ષણ વગેરે વિશેષણોથી ભિન્ન એવી વસ્તુમા જ્ઞાન યોગીને થઈ શકે છે તે માટે ઉપાય છે ક્ષણ અને તેના ક્રમમાં સં… તો ક્ષણ એટલે શું? તો પદાર્થનો અંત્ય અવિભાજ્ય અંશ તે પરમાણુ તેમ કાળની કલ્પનાનો જે અંત્ય અવિભાજ્ય અંશ તે ક્ષ… અગર તો એક પરમાણુ જેટલા સમયમાં એક પરમાણુપૂર જગ્યાને મા… કાપે તેટલા સમયને ક્ષણ કહે છે આ ક્ષણોના પ્રવાહની જે અવિચ્છિ… તે ક્રમ એ ક્ષણ અને તેના ક્રમમાં સાક્ષાત્કાર પર્યન્તનો સંયમ સાધ… યોગીને વિવેકજ જ્ઞાન થાય છે એટલે કે વસ્તુમાત્રનું પરસ્પર પ્રવિ… યથાર્થ જ્ઞાન થાય છે

અર્થાત્ સિદ્ધાન્ત આ છે યોગીઓની માન્યતા મુજબ સિવાય ચેતન આત્મા, પદાર્થ માત્ર ક્ષણ પરિણામી છે આથી જ્યારે યોગી પદાર્થોના પરિણામની ક્ષણમાં અને તેના ક્રમમાં સાક્ષાત્કાર સુધીનો સં… કરે છે ત્યારે તે ક્ષણ અને તેના ક્રમનો સાક્ષાત્કાર થતાં તે ક્ષણ ઉ… આરૂઢ થયેલા પદાર્થમાત્રનું સાક્ષાત્કારાત્મક જ્ઞાન પણ સ્વયમેવ થાય ક્ષણના જ્ઞાનથી અને ક્ષણના ક્રમના જ્ઞાનથી તે તે ક્ષણે અને ક્રમે ઉપ… પદાર્થોનું જ્ઞાન પણ અવશ્યમેવ થાય છે જ આથી આ રીતે મળેલા જ્ઞા… વિવેકજ જ્ઞાન કહે છે કેમકે તે વેળા તમામ પરસ્પર વિભિન્ન પદાર્થો… જ્ઞાન મેળવવાની એ ચાવી છે "વિવેકજ" શબ્દ પારિભાષિક છે સંપૂ… વિશેષણો રહિત એક પદાર્થનું બીજાથી એમ વિવેચન-ભેદ જ્ઞાન … કોઈને એને વિવેકજ-એટલે કે વિવેકમાંથી જન્મેલું જ્ઞાન કહે છે ॥૫૨॥

તો પ્રશ્ન એ છે કે આ વિવેકજ જ્ઞાન થતું તેથી યોગીને … શો? જવાબ આગળના ભગવાન પતંજલિ કહે છે —

जातिलक्षणदेशैः अन्यता अनवच्छेदात् तुल्ययोः तत प्रतिपत्तिः ॥५६॥

तुल्ययो=જાતિ, લક્ષણ અને દેશની દષ્ટિએ સમાન એવી બે વસ્તુઓનો जातिलक्षणदेशै=ગોત્વ વગેરે જાતિ કપિલત્વ વગેરે લક્ષણ, પૂર્વાદિ દેશ-તો એ જાતિ લક્ષણ અને દેશથી જો अन्यतानवच्छेदात=ભેદનો નિશ્ચય ન થતો હોય તો તેની प्रतिपत्ति=અન્યતાનો નિશ્ચય तत=વિવેકજ જ્ઞાનથી થાય છે

અર્થાત્ વિવેકજ જ્ઞાનનો ઉપયોગ ક્યા? એનો અહીં જવાબ છે જાતિ-લક્ષણ અને દેશ આ ત્રણ છે પદાર્થોના અન્યોન્ય ભેદમા કારણ ક્વચિત્ જાતિ ભેદનુ કારણ થાય છે જેમકે આ ગાય આ ભેસ ગાયમા ગોત્વ જાતિ છે ભેસમા 'ભેસત્વ' જાતિ છે એટને ગાયથી ભેસ કે ભેસથી ગાય જૂદી પડી જાય છે જાતિએ સરખી વસ્તુઓ ક્વચિત્ લક્ષણે જૂદી થાય છે જેમકે બે ગાયમા એક કાબરચિતરી હોય તો બીજી લાલ હોય

આ ઉપરાત જાતિએ અને લક્ષણે તુલ્ય પદાર્થો દેશ ભેદે જૂદા પડે છે જેમકે એક સરખા પરિમાણવાળા બે અખોટા! જો તે જૂદી જૂદી જગ્યાએ હોય તો તે બન્ને વચ્ચેનો ભેદ પકડાય છે! પરતુ જ્યારે આ ભેદ પકડાય એવી પરિસ્થિતિ ન હોય ત્યારે વિવેકજ જ્ઞાનના વિનિયોગથી વસ્તુ વચ્ચેનો ભેદ નિશ્ચિતે થઇ શકે છે જેમકે એકજ દેશમા રહેલા બે પીગા પરમાણુઓ વચ્ચેનો ભેદ જગ્યા પણ એક છે પરમાણુતા પણ બન્નેમા જ છે અને લક્ષણ-પીળાપણુ-પણ સરખુ છે તો આ બે પરમાણુ વચ્ચેના ભેદનુ જ્ઞાન વિવેકજ જ્ઞાન બતાવે છે અને આ વિવેકજ જ્ઞાનનો મહિમા અપાર છે તે હવે પછીના સૂત્રનો વિષય છે ॥૫૩॥

તો વિવેકજ જ્ઞાનનુ ફળ આપણે ઉપર જોયુ એ વિવેકજ જ્ઞાનનુ લક્ષણ શુ? ભગવાન સૂત્રકાર કહે છે —

तारकं सर्वविषयं सर्वथाविषय अक्रमं च विवेकजं ज्ञानम् ॥५४॥

विवेकजज्ञान=વિવેકજ જ્ઞાન तारकं=તારક છે-પોતાની પ્રતિભામાથી જન્મેલુ અને અનૌપદેશિક છે सर्वविषय=વસ્તુમાત્રને લગતુ અને सर्वथाविषय= સમસ્ત પેટાભેદો સહિત અતીત, અનાગત, વર્તમાન તમામ વસ્તુઓને લગતુ હોય છે च-અને अक्रम=એકી વખતે હાથમા રહેલા આમળાની માફક સર્વ વિષયને લગતુ હોય છે

અર્થાત્ આ વિવેકજ જ્ઞાન તારક હોય છે કેમકે એ અંતિમ ભૂમિકાએ ઉપજેલું જ્ઞાન છે અને આની અગાધ સંસાર સાગરમાંથી એ તારે છે તારતું હોઈને એનું તારક એવું સાર્થક નામ છે તારક છે એટલે જ એ સ્વપ્રતિભામાંથી જન્મેલું છે એટલે કે એ જ્ઞાન કેવળ પ્રમાણોથી જન્મેલું નથી સ્વયંભૂ સત્યને સ્પર્શતું હોઈને શાસ્ત્ર પણ એ જ્ઞાનમાંથી જન્મે છે વળી આથી જ એ કોઈના ઉપદેશથી આવેલું નથી અનૌપદેશિક જ્ઞાન છે આત્માના સ્વરૂપનો એ જનક છે વળી એ જ્ઞાનનો વિષય ન થાય એવો કોઈ પ્રકૃતિનો પદાર્થ નથી એટલું જ નહીં એ જ્ઞાન સર્વ વસ્તુને વગતું હોવા ઉપરાંત તે તે વસ્તુના તમામ ગુણલક્ષણ સ્વરૂપનું પ્રકાશક હોય છે વળી એ ક્રમશ નથી જન્મતું એકી વખતે જન્મે છે જેમ સૂર્યોદય થતાં વેંત પદાર્થમાત્ર સ્વયમેવ પ્રકાશિત થાય છે તેમ વિવેકજ જ્ઞાનનો ઉદય થતાં વેંત વસ્તુમાત્ર ગુપ્ત નથી રહી શકતી પરમાત્માની આખી બાજી ત્યાં ખુલ્લી પડી જાય છે! વિશ્વ અરહસ્ય બની જાય છે કશું છાનું રહી શકતું નથી અને આથી જ આ વિવેકજ જ્ઞાન પરિપૂર્ણ જ્ઞાન છે એને અગોચર એવું ક્યારે કદીએ કેમે કરીને પણ કાંઈ પણ રહી શકતું નથી સંપ્રજ્ઞાતની યોગપ્રદીપ પણ આ જ્ઞાનનો અંગભાવ છે! મણુંગે આ ટોચ ઉપર પહોંચનાર છે ॥૫૪॥

હવે એક અગત્યના પ્રશ્નનો ઉપક્રમ સમાધાન દેતા ભગવાન પતંજલિ ત્રીજા પાદની સમાપ્તિ કરે છે —

सत्त्वपुरुषयो शुद्धिसाम्ये कैवल्यम इति ॥ ५५ ॥

'ઇતિ'—આ શબ્દ પાદ સમાપ્તિનો દ્યોતક છે સત્ત્વપુરુષયો=સત્ત્વ એટલે બુદ્ધિ પુરુષ એટલે આત્મા એ બન્નેની શુદ્ધિસામ્યે=શુદ્ધિમાં સમતા થતાં કૈવલ્યમ્ પુરુષની કેવળતા થાય છે—મોક્ષ મળે છે

અર્થાત્ પ્રશ્ન એ છે કે આ વિવેકજ જ્ઞાન [illegible] સઘળી સિદ્ધિઓ અને કૈવલ્યને શો સંબંધ? નિશ્ચિત [illegible] છે? એ બધાને કૈવલ્ય સાથે કશી જ લેવા દેવા નથી વિવેકજ જ્ઞાન હો અગર ન હો સત્ત્વપુરુષની અન્યતાખ્યાતિ જ કૈવલ્યની પ્રયોજક છે આથી તે આવશ્યક છે, નહીં કે સિદ્ધિઓ સિદ્ધિઓ તો જેમને કૈવલ્યની દરકાર ન હોય તેવા [illegible] ઓનો [illegible] વિનોદમાત્ર છે કૈવલ્યનું કારણ છે શુદ્ધિની સમતા [illegible] શુદ્ધિની સમતા તે પુરુષ—આત્મા અને બુદ્ધિની વચ્ચે શુદ્ધિની

સમાનતા. બુદ્ધના શુદ્ધ એટલે દગ્ધક્લેશ અવસ્થા જે અવસ્થામાં પરવૈરાગ્યના સંસ્કારો પણ નિરોધાભિમુખ થઇ રહ્યા હોય–તે અવસ્થામાં નિત્ય વિહાર એટલે પુરૂષની સમાન બુદ્ધિની શુદ્ધિ અને પુરૂષની શુદ્ધિ એટલે? ઉપચરિત ભોગાભાવ એટલે પુરૂષની શુદ્ધિ! બુદ્ધિએ લાખો જન્મ સુધી જે ભોગો ધર્યા–પીરસ્યા–આરોપ્યા–તે આરોપણનાં છેતરનાં ઉઠમણાં એટલે કે ભોગ અને અપવર્ગ ઉભયનો અભાવ–પ્રકૃતિના લેપમાત્રમાંથી મુક્તિ એટલે. પુરૂષની શુદ્ધિ. આવી ઉભય પક્ષે શુદ્ધિ થતાં પુરૂષનું કૈવલ્ય એટલે કે મોક્ષ થાય છે–એ મુક્ત છે એમ અનુભવાય છે.

અર્થાત્ વિવેકજ્ઞાન થતાં જીવની અવિદ્યા ટળે. તે ટળતાં તેની જ સંતતિ રૂપ રાગદ્વેષ વગેરે ક્લેશો નષ્ટ થાય. તેનો અભાવ થતાં કર્મનો અભાવ થાય. કર્મના અભાવે જન્મનો અભાવ જન્મના અભાવે દુઃખોની અત્યન્ત નિવૃત્તિ આ અવસ્થામાં ગુણોનો અધિકાર પૂરો થયેલો હોઇને ભાવિમાં કદી પુરુષને માટે તે ગુણો દસ્ય બનતા નથી. અને અનન્ત ભાવિમાં અનન્ત મુક્તિ એજ પુરુષની કેવળતા છે! તે વેળા પુરુષ સ્વરૂપમાત્ર જ્યોતિ હોય છે. વિમલ–અચલ હોય છે. એક અને અદ્વિતીય હોય છે. સ્વસ્થ, બ્રહ્માનન્દનો અનન્ત આનન્દ લૂંટતો હોઇને નિરાકુલ રહે છે. બસ. આ સ્વમહિમામાં નિરન્તર અનન્ત સ્થિતિ એટલેજ આત્મદર્શન છે. આ ભાવાત્મક સ્થિતિ છે અભાવાત્મક નથી. પરમકૃપાળુ પરમાત્મા આપણને સૌને 'સત્વપુરુષ શુદ્ધિ સામ્ય' આપો એમ પ્રાર્થીએ. ઠીક. તો પરમાત્માની કૃપાથીજ આ વિભૂતિપાદ આમ અહીં પૂર્ણ થાય છે. પરમાત્મા–અંતર્યામી–યોગેશ્વર એનાથી પ્રસન્ન હો આત્મદૈવત ગુરુદેવ એનાથી પ્રસન્ન હો.–પ્રભુકૃપાથી આગળનું હવે પછી.

વિ૦ ભાઈના હેતવંદન.

॥ इति विभूतिपादः ॥

# (૯૫)

॥ अथ कैवल्यपाद. ॥

પ્રિય ભાઈ,

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી યથાશક્તિ યથામતિ વિભૂતિપાદની વ્યાખ્યા થઈ પરમાત્માની દયા સિવાય આવુ કેમ થાય? તે તો મૂગાને 'વાચા બળ' કરે પાંગળા પાસે પર્વત ઓળગાવે એની દયા થાય ત્યારે વામન પામે વિરાટ કાર્ય ડગવે એની કૃપાએ અણુમાથી પહાડો ઉદ્‌ભવે! મને ખબર નથી કે યોગપત્રાવલિ કેવી લખાય છે એને કોણ વાચવાનુ છે તેની પણ ખબર નથી એ મારા સિવાય બીજાને ગમશે કે કેમ તે પણ ખબર નથી આ બધુ કેમ થાય છે, કેવી રીતે થાય છે એ એકસરખુ જ અગમ્ય છે અત્યાર સુધી એ લખવાથી મનને એક પ્રકારની તાજગી સાપડી છે દિવસભરનો શ્રમ એ લખાણે ઉતર્યો છે થાકેલા મને વિનોદ અનુભવ્યો છે શિથિલ થયેલ બુદ્ધિએ તનમનાટ અનુભવ્યો છે અતરમા એક પ્રકારની મસ્તી રહી છે પતજલિ ભગવાને કલ્પેલો યોગ ક્યારે સાપડશે એવી માહિતી નથી એવા યોગી ક્યારે બનાશે એવી કલ્પના ય નથી આવતી આનન્દ માત્ર એટલો છે કે એક સત્કાર્યમા ક્ષણો વ્યતીત થાય છે પતજલિ જેવા વીતરાગ મહાત્માના સસગે મન વોરાય છે આતર આત્મ કીર્તન જાણે મચી રહે છે અસ્તુ

વિભૂતિઓ તો માનો પરમાત્માને પાડેલા ચાળા છે અગર જો એ વધારે પસદ હોય તો ખૂબ નાના પાયા ઉપર એ પુત્રને માટે પિતાનુ અનુકરણ માત્ર છે બાકી ધરાનો કણ પણ પરમાત્માની વિભૂતિ નથી? જે જગતમા આપણે રહીએ છીએ તેમા આપણી સિદ્ધિની જરૂર નથી કેમકે સિદ્ધિ માત્ર આજ પહેલા કોઈ મહાસિદ્ધ શક્તિએ આપણે માટે ઊભી કરી મૂકી છે! આ મધ્ય રાતે વાદળાથી ભરેલુ શાતિ પૂર્ણ અનન્ત અગાધ આકાશ, સાત્વિક વૃત્તિની માફક ચમકતા ઝબુકતા તારાઓ, આજુબાજુ, જાણે પરમાત્માના ધ્યાનમા ડૂબેલા નિસ્તબ્ધ ઝાડો હોયની માફક બહારના વાતાવરણને આવરીને ઉભેલુ કાળુ ગાઢ અધારુ, સામે–નરણુ સામે એક ધીર યોગીની માફક–અધારા સામે ઝઝૂમતો આ સ્થિર પ્રકાશયુક્ત દીવો, માણસને ઘડી ન સમજાય એવી વિચિત્ર બોલી બોલતા અધારચર જીવોનો અવાજ, કામાન્ધની પેઠે રૂપ ઉપર જાન ઝપનારી પતા ન કરતા થ જતા આ દીવાની આજુબાજુ પરિક્રમા કરતા

જીવડાં–આ બધીય મહાયોગી–પરમાત્માની વિભૂતિ નથી? જો જગતમા પરમાત્મા સર્વવ્યાપી છે તો જગતમા સિદ્ધિ માટે પ્રયત્ન કરવો એટલે કે કેવળ તેને માટે જ ફાંફા મારવા એ તો મૂર્છિત જીવોની ગુચ્છાતિતુચ્છ ક્રીયા છે। સિદ્ધિ ઉપરની અત્યન્ત નિસ્પૃહતા એજ સાચી સિદ્ધિ છે આમા માણુસે નિરુત્સાહ થવાનો આદેશ ન વાચશો સાચી સમજ નિરતિશય નમ્રતા લાવે અને એ નમ્રતાની મહાસુંદર વૃત્તિ યના વિશ્વની અનન્ત, વિભૂતિ રચના, પરમાત્માની કૃપા સમજાય એટલુ જ કહેવાનો અહીં આશય છે માનવ ગૌરવ ઓછુ કરવાનો આશય નથી અસ્તુ હવે પરમાત્માની જ કૃપાથી યોગશાસ્ત્રનો ચોથો–કૈવલ્યપાદ જોઈએ

પહેલા, બીજા અને ત્રીજા પાદમા યોગ, તેના સાધનો તથા તેની વિભૂતિઓનુ મુખ્યત્વે વર્ણન કર્યુ આ ઉપરાત પણ કેટલીક પ્રાસંગિક ચર્ચાઓ કરી હવે યોગનુ જે મુખ્ય ફળ કૈવલ્ય તે કૈવલ્યનુ શિક્ષણ આપવુ રહે છે આથી કૈવલ્યનુ શિક્ષણ એ આ ચોથા પાદનુ ધ્યેય છે કૈવલ્ય પ્રાપ્ય છે એ કૈવલ્યને માટે યોગ્ય ચિત્ત કઈ જાતનુ હોવુ ઘટે એ એક મુખ્ય પ્રશ્ન છે એ કૈવલ્યને માટે યોગ્ય ચિત્તનુ નિર્ધારણ કરવા માટે, તેની પ્રયોજક એવી પાચ પ્રકારની સિદ્ધિઓનુ સ્ફોટન કરતા સૂત્રકાર કહે છે–

जन्मौषधिमन्त्रतप. समाधिजा. सिद्धयः ॥ १ ॥

जन्मौषधि०=જન્મની, ઔષધિની, મન્ત્રની, તપની, અને સમાધિની એમ પાચ જાતની સિદ્ધિઓ છે

અર્થાત્ યોગથી મળતી વિભૂતિઓ–ઐશ્વર્યવિશેષોના પાચ પ્રકાર છે અર્થાત્ આપણા શરીર ઇન્દ્રિયો વગેરેના જાત્યન્તર પરિણામમા નિમિત્ત રૂપ છે પાચ પ્રકારની આ શક્તિઓ આપણા આ દેહ, ઇન્દ્રિય વગેરેને પૂરા બદલી નાખવામા નિમિત્તરૂપ છે આ સિદ્ધિઓ, તેમાની કેટલીક જન્મગત સિદ્ધિઓ છે એટલે કે જન્મ સાથે જ પ્રકટ થતી જ્ઞાન અને ક્રિયાત્મક સિદ્ધિઓ છે જેમકે પક્ષીઓ વગેરેની જન્મ સાથે જ ઉડવાની શક્તિ કપિલ વામદેવ વગેરેની જન્મ સાથે જ જ્ઞાનની સિદ્ધિઓ આ સિદ્ધિઓ પૂર્વદેહને લઈને જ અન્તર્નિહિત હતી તે દેહ જતા અને નવો મળતા વેત એ સિદ્ધિઓ પ્રકટ થાય છે જન્મજન્માન્તરની સાધના–સમાધિ સાધનાને લઈને જ તે તે ચિત્તને તે તે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે વચ્ચે કોઈ કર્મને પરિણામે એકાદ દેહ પૂરતી તે અન્તર્હિત થઈ જાય પણ તે દેહ જતા તે પ્રકટ થાય છે

તેજ મુજબ ઔષધિજા સિદ્ધિ. ઊંચી જાતની ઔષધિઓના પ્રયોગથી પણ માણસની કાયામાં અભૂતપૂર્વ ફેરફારો થઇ જાય છે. અને શરીર વગેરેના જાત્યન્તર પરિણામો પ્રકટે છે. પારદ ભસ્મ. વાજીકરણ પ્રયોગો વગેરે શરીર વગેરેની શક્તિઓમાં અપૂર્વ ફેરફારો પેદા કરે છે–એ અનુભવ છે. ઔષધિ પ્રયોગથી જન્મતી કાય સંપત્ તેજ ઔષધિજા સિધ્ધિ છે.

તે ઉપરાંત કેટલીક મન્ત્રની સિદ્ધિઓ હોય છે. મન્ત્રના જાપના બળે જાત્યન્તર પરિણામો થઇ જાય છે. વિશ્વામિત્ર વગેરેનાં જીવનો એ માટે પ્રસિદ્ધ ઉદાહરણ છે. स्वाध्यायात् इष्टदेवता संप्रयोगः—આ સૂત્રમાં જેનો ઉલ્લેખ છે તેજ મન્ત્રજા સિદ્ધિ છે.

વળી "कायेन्द्रियसिद्धिः अशुद्धिक्षयात् तपसः"—સૂત્રમાં સૂચવેલી સિદ્ધિ તે તપોજા-તપમાંથી પેદા થનારી સિદ્ધિ છે.

અને છેલ્લી તે સમાધિજા સિદ્ધિ છે. અને એ સિદ્ધિઓ તો ત્રીજા પાદમાં વર્ણવી જ છે. આથી વિભૂતિપાદમાં વર્ણવેલી બધીય સિદ્ધિઓ સમાધિની-એટલે કે સમાધિમાંથી પેદા થયેલી સિદ્ધિઓ છે. ॥૧॥

મન્ત્ર વગેરે ત્રણ પ્રકારની સિદ્ધિથી જાત્યન્તર પરિણામ થાય છે. તો એ જાત્યન્તર પરિણામ થાય કેવી રીતે? અર્થાત્ આપણા શરીર ઇન્દ્રિય વગેરેની સિકલમાં અને શક્તિમાં અભૂતપૂર્વ પરિણામો-ફેરફાર કેવી રીતે થાય? એની પાછળનો સિદ્ધાન્ત કયો? ભગવાન પતંજલિ કહે છેઃ—

**जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥**

जात्यन्तरपरिणाम=મન્ત્ર વગેરેથી ઉત્પન્ન થતું શરીર ઇન્દ્રિય વગેરેનું પૂર્વજાતિ કરતાં વિલક્ષણ જાતિ રૂપે જે પરિણામ તે प्रकृत्यापूरात=કાયા અને ઇન્દ્રિયોની પ્રકૃતિના પુરવઠાથી-પૂરવણીથી થાય છે.

અર્થાત્ શરીર ઇન્દ્રિય વગેરેનો અભૂતપૂર્વ ફેરફાર શરીર ઇન્દ્રિય વગેરેની જે પ્રકૃતિ એટલે કે કારણ તેના આપૂરથી-પૂરવણીથી થાય છે. તો પંચ મહાભૂત શરીરની પ્રકૃતિ-ઉપાદાન કારણ છે. અસ્મિતા ઇન્દ્રિયોની પ્રકૃતિ એટલે કે ઉપાદાન કારણ છે. તો પંચમહાભૂત અને અસ્મિતાના, જે જાતનો ફેરફાર કરવો ઇષ્ટ હોય તેને અનુકૂલ, અવયવોનો અનુપ્રવેશ કરવાથી એ શક્ય બને છે. અને આ સમજાય એવી વાત છે. માણસે માણસનું શરીર બદલીને દેવ શરીર કરવું હોય તો માનુષ શરીરની

પ્રકૃતિના પરમાણુઓ હટાવી તેની જગ્યાએ દેવ શરીરના નિર્માણને માટે અનુકૂળ પરમાણુઓની પોતાનામાં પૂરવણી કરવી ઘટે. આ કાયા અને ઇન્દ્રિયોની પ્રકૃતિ સ્વયમેવ તે પ્રમાણે જાત્યન્તર કરી શકતી નથી. તેને નિમિત્તની અપેક્ષા છે. તો જાત્યન્તરમાં નિમિત્ત રૂપ બને છે–મન્ત્ર–તપ–સમાધિ તથા ધર્મ અધર્મ વગેરે. એ ધર્મ અધર્મ, મન્ત્ર વગેરે નિમિત્તને અધીન થઇને પંચમહાભૂત વગેરે પ્રકૃતિઓ પોતપોતાના કાર્યને અપૂર્વ પરમાણુઓના પૂરવણારૂપી પૂરવણીથી ઉપકૃત કરે છે. અને ત્યારે જ પૂર્વ પરિણામનો લોપ થાય છે. અને પાછલાં પરિણામનો આવિર્ભાવ થાય છે. અર્થાત્ માણસે દેવ, કાયા કરવી હોય તો સૌથી પહેલા તો મન્ત્ર–તપ સમાધિ વગેરે નિમિત્તો ઉપજાવવાં. એ નિમિત્તને અનુકૂળ પ્રકૃતિ પોતાનામાં ફેરફાર કરે છે અને તે ફેરફાર તે એ કે પૂર્વ માનવ શરીરના પરમાણુઓને હટાવી તેને બદલે દેવ શરીરનાં પરમાણુઓને ગોઠવે છે. અર્થાત્ મન્ત્ર વગેરેથી પૂર્વ પરમાણુઓનો અપચય થાય છે અને અપૂર્વ પરમાણુઓનો ઉપચય થાય છે. આમ ધર્માદિ નિમિત્તની અપેક્ષાએ યથેષ્ટ પરિણામ લાવી શકાય છે. આખું વૈદ્યકીય શાસ્ત્ર પણ આ જ સિદ્ધાન્તને અનુસરે છે. જે જાતિમાં આપણે સરવું હોય તે જાતિના પ્રકૃતિનાં પરમાણુઓની ફેરબદલી આપણાં ધર્મ–કર્મ–મન્ત્ર–તપ–સમાધિ વગેરેની અપેક્ષા રાખે છે. જો એ અપેક્ષા ન હોય તો પ્રકૃતિ તો સર્વવ્યાપક છે અને આથી ગમે તેનું ગમે તે ક્ષણે ગમે તે થઈ જાય. એમ જો થતું હોત તો તો ઘોડો ગમે તે ક્ષણે માણસ થઇ જાત અને આપણાં દાળભાત ખાઇ જાત માનવ ગમે તે પળે દેવ થઇ જાત અને પૃથ્વીલોક ઉપર પરીઓને ઉતારત. આથી પ્રકૃતિની ફેરબદલી આપણા ધર્મ–કર્મ–મન્ત્ર વગેરે નિમિત્તોની અપેક્ષા રાખે છે. અને એનું જ નામ પુરુષાર્થનું ગૌરવ છે. પ્રકૃતિનો આપૂર નિમિત્ત નિરપેક્ષ હોતો નથી.–આટલું સૌ ધ્યાનમાં રાખે. એમ જો ભગવાનની સૃષ્ટિમાં ન હોત તો આળસ અને મહેનત વચ્ચેનો તફાવત અદૃશ્ય થઈ જાત. પ્રમાદી અને પુરુષાર્થી વચ્ચેનો ભેદ લુપ્ત થઈ જાત! ॥૨॥

તો આ મન્ત્ર વગેરે અને ધર્માધર્મ વગેરે જે નિમિત્ત છે તે પૂર્વ પરમાણુના અપચય અને ઉત્તર પરમાણુઓના ઉપચય માટે એટલે કે આપૂર માટે કાયા ઇન્દ્રિયો વગેરેનાં ઉપાદાન કારણને પ્રેરે છે? કે પછી તે તે ઉપાદાન કારણના પ્રતિબંધને જ દૂર કરે છે? અર્થાત્ ધર્મ, કર્મ, મન્ત્ર, તપ, સમાધિ વગેરે નિમિત્તો જાત્યન્તર પરિણામ આણવામાં કઈ જાતનો ભાગ ભજવે છે? એ પંચમહાભૂતો કે અસ્મિતાને પ્રયોજે છે કે

ફક્ત એ પંચમહાભૂતો વગેરેના પરમાણુઓના ભરાવા માટે વચ્ચે આવતી આડખીલીઓને દૂર કરે છે.—જવાબ વાળતા ભગવાન પતંજલિ કહે છે —

**निमित्त अप्रयोजक प्रकृतीनां, वरणभेदः तु ततः क्षेत्रिकवत् ॥३॥**

निमित्त=ધર્મ વગેરે અને મન્ત્ર વગેરે નિમિત્ત प्रकृतीनां=કાયા અને ઇન્દ્રિયોના ઉપાદાન કારણરૂપ પંચમહાભૂતો કે અસ્મિતાના अप्रयोजक= પ્રયોજક એટલે કે પ્રેરક નથી ततः=તે નિમિત્તોથી તો वरणभेद तु=વરણ એટલે કે પ્રતિબન્ધ-આડખીલી-અંતરાય-તે તે પ્રકૃતિના આપૂરને વહેવા ન દેનાર-તે તે કાર્યમા ભરાઇ ન જવા દેનાર પ્રતિબંધનો ભેદ-ભંગ જ થાય છે क्षेत्रिकवत्=ખેડૂતની માફક

અર્થાત્ પાણીથી ભરપૂર બે ખેતરો હોય અને તે બે ખેતરોમાના એકમાથી બીજામા જો પાણીને વહેતુ કરવુ હોય તો ફક્ત તે બેની વચ્ચેની પાળને તેટલી જ ભેદવી પડે છે અને ખેડૂત તે પાળ તોડવામા જ નિમિત્ત થાય છે એક ખેતરમાથી બીજા ખેતરમા પાણીને તે જાતે ઉચકી લઈ જતો નથી પાળ તૂટતા સ્વયમેવ સ્વભાવથી જ પાણી બીજા ખેતરમા વહે છે તેમ એક શરીર કે ઇન્દ્રિયોમાથી જાત્યન્તર પરિણામ ઇષ્ટ હોય તો તેમા આડે આવતા કારણોને જ દૂર કરવા પડે છે અને તે કારણો દૂર થતા તે તે શરીરને કે ઇન્દ્રિયોને અનુરૂપ પ્રકૃતિ સ્વયમેવ ભરાઇ જાય છે તો જાત્યન્તર પરિણામમા આડે આવતા કારણોની નિવૃત્તિ તેટલી જ મન્ત્ર વગેરે કરે છે તે તે પ્રકૃતિને તે તે કાર્યમા પ્રેરતા નથી આવરણ ભેદાતા તે તે પ્રકૃતિ સ્વયં ઇશ્વરદત્ત સ્વભાવે જ તે તે કાર્યમા વહે છે

ધર્મની માફક અધર્મ પણ પ્રકૃતિની પ્રવૃત્તિમા નિમિત્તરૂપ બને છે જ્યારે ધર્મ અધર્મના આવરણ ભેદે ત્યારે તે તે પ્રકૃતિના શુદ્ધ પરિણામ થાય છે જો અધર્મ ધર્મને નિવારે તો તે તે પ્રકૃતિના અશુદ્ધ પરિણામ નીપજે છે સિદ્ધાન્ત એ છે કે આપણે કેવા થવુ છે તેનો નિર્ણય આપણે જ કરવાનો છે આપણે ધારીએ તેવા થઈ શકીએ એવી પરમાત્માએ જોગવાઇ નાખી છે માણસને વાનર થવુ હોય તો તેમ, દાનવ થવુ હોય તો તેમ અને દેવ થવુ હોય તો તેમ થવાની પરમાત્માએ પોતાની યોજનામા છૂટ રાખી છે અને તો નરસા થવા માટે જ ફક્ત મેળવવી હોય તો તે માટે પણ પૂરી તક છે થવામા જન્મ છે આયુ ભોગ છે અને આથી દુઃખ છે કંઈ ન થવામા એટલે કે પ્રકૃતિની ગતિ બદલીને કંઇ ન થવામા-મુક્તિ છે ત્યા જન્મ નથી આયુ ભોગ નથી અને આથી દુઃખ નથી આપણે જો

ત્રણ કાળમાં પ્રાપ્ત જ. અને તે સુખસ્વરૂપ છીએ. અને સુખ સ્વરૂપમાં જ રહેવાને માટે તો યોગ છે. તો 'સુખસ્વરૂપ' સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થવાને એટલે કે મુક્ત થવાને માટે જે જાતની સિદ્ધિવાળું ચિત્ત જોઇએ તે જાતનું કરવાનો આપણો પ્રયત્ન હોવો ઘટે. આપણે મુક્ત થવું છે કેવળ થવું છે. માટે કેવળ થવામાં આડે આવનાં કારણોને-આવરણોને તોડવામાં યત્ન કરવો રહે છે. એ આવરણ તૂટયાં એટલે કાર્યકારણમાં જેમ પ્રકૃતિનો તેમ આપણામાં પરમાત્માનો આપૂર સ્વયમેવ થશે. આ છે આ સૂત્રોનું રહસ્ય. ॥૩॥

આમ નિમિત્ત પ્રકૃતિનું પ્રેરક નથી પણ પ્રકૃતિના આપૂરની આડે આવતી દિવાલોને જ ફકત ભેદે છે એ જોયું. એનું રહસ્ય પણ આપણે જોયું. શરીર ઇન્દ્રિય વગેરેના જાત્યન્તર પરિણામ કયા આધારે છે તે જોયું. પણ આપણું મૂળ ધ્યેય તો મોક્ષ છે. આથી જો કોઇ યોગીને વહેલામાં વહેલી તકે મોક્ષ મેળવવું હોય તો તેણે શું કરવું?—આ છે એક કોયડો. તે માટે તેણે અવશ્ય ભોક્તવ્ય પ્રારબ્ધ કર્મોમાં સંયમ કરી લેવો. અને તેના પ્રારબ્ધ કર્મો કેટલા જન્મમાં ખતમ થઈ શકે એમ છે તે દેશ, કાળ, નિમિત્ત વગેરેનો સાક્ષાત્કાર કરી જાણી લેવું. આટલું જાણ્યા પછી તે એકી વખતે તે તે અવસ્ય ભોક્તવ્ય કર્મો જે જે શરીરદ્વારા ભોગવવાનાં હોય તે તે શરીર ઇન્દ્રિયોનું તેણે પ્રકૃતિના આપૂરથી નિર્માણ કરી લેવું અને એકી વખતે તે તમામ શરીર વગેરે દ્વારા ભોક્તવ્ય કર્મનો ક્ષય કરવો રહે છે. એ કર્મોનો ક્ષય થઇ રહેતાં હવે તેને જન્મવાનું કારણ ન રહેતું હોઇને જન્મવાનું નથી. અને આથી જ મરવાનું રહેતું નથી. આમ તેનો અધ્યસ્ત સંસાર અસ્ત પામી જાય છે. અને આ રીતે મોક્ષમાં થતો કાળ વિલંબ તે અટકાવી શકે છે. કર્મનો ભોગ મુખ્ય છે. ને મારેનો કાળ ગૌણ છે. કાળનો અપકર્ષ થઈ શકે છે. પ્રારબ્ધનો નહીં.-એ અહીં રહસ્ય છે. તો તેવો યોગી જે જે શરીર ઇન્દ્રિય વગેરેનું નિર્માણ કરે તેમાં તે તે શરીર વગેરે અધિષ્ઠાના ચિત્ત પણ જોઇએ. કેમકે વિના ચિત્ત ઇન્દ્રિય વગેરેની પ્રવૃત્તિ જ અશક્ય છે. આથી ભોગ અશક્ય છે. તો તે તે યોનિનાં તે તે શરીર વગેરેનું અધિષ્ઠાતા ચિત્ત પણ જોઇએ. કેમકે વિના ચિત્ત, ઇન્દ્રિયો વગેરેની પ્રવૃત્તિ જ અશક્ય છે. આથી ભોગ અશક્ય છે. તો તે તે યોનિમાં તે તે શરીર વગેરે માટે અનિવાર્ય એવાં ચિત્તોનું શું? તે ક્યાંથી લાવવાં? શરીરે શરીરે એક એક ચિત્ત જોઈએ. અને યોગી પાસે તો એક જ ચિત્ત છે. આનો પ્રત્યુત્તર વાળનાં ભગવાન પતંજલિ કહે છે:—

**निर्माणचित्तानि अस्मितामात्रात् ॥ ४ ॥**

निर्माणचित्तानि=શરીર વગેરેની પેરે પોતાના સંકલ્પથી નિર્મિત કરેલાં ચિત્તો એટલે નિર્માણ ચિત્તો. તેમને–अस्मितामात्रात्=અહીં 'માત્ર' શબ્દ મનનો વ્યાવર્તક છે. કારણ કે મન તો સંકલ્પદ્વારા ચિત્તનિર્માણમાં ફક્ત નિમિત્તરૂપ છે. તો આવાં ચિત્તો કેવળ અસ્મિતામાંથી એટલે કે ચિત્તના ઉપાદાન કારણ રૂપ અહંકારમાંથી ભગવાન યોગી બનાવી લે છે.

અર્થાત્ જે શરીર વગેરેનું સર્જન કરી લે તેને ચિત્ત સર્જન માટે મુંઝારો ન હોય તેવો યોગી તે તે શરીરના અધિષ્ઠાતા થવા માટે તે તે શરીરમાં એક એક ચિત્ત સર્જી લે છે. અને ચિત્તનું ઉપાદાન કારણ છે અહંકાર. તો એ અહંકારમાંથી જ યોગી જરૂરી ચિત્તનું નિર્માણ કરી લે છે. અને તે તે શરીરમાં તે તે કર્મના તે તે ભોગને માટે વ્યવસ્થા કરી લે છે. અર્થાત્ અહીં માનવની કેટલી સ્વતંત્રતા હોઈ શકે છે તેનો નિર્દેશ છે. વળી સત્યના અટલ કાયદાનો પણ નિર્દેશ છે. પ્રારબ્ધ કર્મને ઇશ્વર પણ નિષ્ફળ ન કરી શકે. તે તો ભોગવ્યે જ છૂટકો. તે તે કર્મ ભોગવવા માટે તે તે યોનિમાં શરીર જોઇએ. શરીરમાં ઇન્દ્રિય વગેરે જોઇએ. તો પ્રકૃતિના આપૂરથી યોગી કાયાનું તો નિર્માણ કરી લે. અને તે તે કાયા માટે આવશ્યક ચિત્તનું સર્જન કરી લે. અને એકી વખતે કર્મનું તમામ દેવું ભરપાઈ કરી દે છે. અને એમ કરીને ને ઇશ્વરની દુનિયામાં છેવટે સત્યજ વર્તે છે એની ખાત્રી કરાવી દે છે. આમ કર્મફલ ભોગવવે પરતંત્ર જીવ તે ભોગના કાલનો સંકોચ કરવામાં સમર્થ થાય છે અને તે દ્વારા ઈશ્વરપ્રાપ્તિમાં આડે આવતા નકામા સમયને બચાવી લે છે. એટલે કે સાચા ઈશ્વરીય આનન્દમાં તેટલો વખત વધારે ડૂબી જાય છે. ચિત્ત સર્જનનો ક્રમ આ છે. યોગી પહેલાં પ્રકૃતિમાંથી જોઈતું મહત્તત્વ નિર્મિત કરે. તેમાંથી અહંકાર સર્જે અને અહંકારમાંથી ચિત્ત સર્જી લે. આમ મોક્ષમાં વિલંબ એ માનવ જ હોય તો અપરાધ છે એમ આ ઉપરથી ફળે છે. ॥૪॥

આમ એકી વખતે કર્મક્ષય કરવા માટે યોગી અનેક ચિત્તનું નિર્માણ કરે છે. પણ અહીં શંકા પણ મોટી ઉભી થાય છે. અત્યારે વ્યક્તિ દીઠ એક એક જ ચિત્ત છે. અને તે તે ચિત્ત તે તે વ્યક્તિમાં સ્વતંત્ર છે. અને સ્વતંત્ર ચિત્તો એક જ અભિપ્રાયે વર્તે એની ખાત્રી શી? યોગીનાં નિર્માણ ચિત્તો પણ છેવટે ચિત્તો જ છે. તો તે તે શરીરમાં એકી વખતે ભોગવવા યોગ્ય ભોગોની બાબતમાં તે બધાંય ચિત્તો એક અભિપ્રાયે કેરાય એમ

સંભવતું નથી. અને જો એમ ન સંભવતું હોય તો પછી જે ભોગ ભોગવી લેવા તે આવો પરિશ્રમ કરે તે ભોગ ભોગવાય જ નહીં! અને પરિણામે મોક્ષ વિલંબિત જ થાય! આનો જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–

**प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥**

ચિત્તોનું નિર્માણ કરતો યોગી एकं = પૂર્વસિદ્ધ એક चित्तं = પોતાનાં ચિત્તસત્ત્વને अनेकेषां = શરીરની અનેકતાને લઇને ચિત્તની અનેકતાના प्रवृत्तिभेदे=તે તે શરીરની પ્રવૃત્તિ વિશેષ માટે प्रयोजक=નાયક તરીકે નિર્મે છે.

અર્થાત્ ઉપલી શંકાને માટે અવકાશ નથી. શરીર અનેક છે અને તેથી ચિત્તો પણ અનેક છે. પણ તે અનેક ચિત્તો પણ અભિપ્રાય ભેદે વર્તતાં નથી. કેમકે તે તમામ ચિત્તોના ઉપર કાબૂ રાખનારું, તેમની તે તે યોનિની પ્રવૃત્તિને નિયમિત કરનારું, એટલે કે તે સૌનું નાયક બને એવું એક ચિત્ત તે યોગી પહેલેથી જ નિર્મે છે. અર્થાત્ તે યોગી શરીરનું જે ચિત્ત તેજ તે તે શરીરોનાં ચિત્તની પ્રવૃત્તિમાં અભિપ્રાયની તક પડવા દેતું નથી. આથી તે યોગીના મૂળ ચિત્ત સત્વના અભિપ્રાય પ્રમાણે જ ઇતર ચિત્તોનું પ્રવર્તન થાય છે. જૂદા જૂદાં માણસોના ચિત્તની માફક તે ચિત્તો સ્વતંત્ર નથી. અને આથી યોગીને ભોગની શક્યતા નથી એ દલીલ નિરર્થક થઇ જાય છે. પોતાનાં મૂળ ચિત્તના અભિપ્રાય પુરઃસર જ બધાં નિર્મિત ચિત્તો વર્તે છે. પરમાત્મા સ્વયં આમ કરે છે. અનન્ત પ્રાણીઓનાં અનન્ત નિર્મિત ચિત્તસત્વોની અનન્ત ભિન્ન પ્રવૃત્તિઓ પરમાત્માના હૃદયના અભિપ્રાય પ્રમાણે જ વર્તે છે! સામાન્ય જીવનમાં જોઇએ તો મહાન યુગવિધાયક પુરુષો જે ક્રાંતિ કરે છે–ધરમૂળથી જ્યાં મૂલ્યાંકનો પ્રસરાવે છે તેની પાછળ પણ આજ સિદ્ધાન્ત છે. અનન્ત ચિત્તોની પ્રવૃત્તિને પોતાના અભિપ્રાયે ચલાવવી અને તે રીતે પ્રજા માનસનો એક ધારો ધારેલો પલટો આણવો એમાં આજ સિદ્ધાન્ત વર્તે છે. ॥ ૫ ॥

યોગશાસ્ત્રનું મુખ્ય પ્રયોજન છે સ્વરૂપાવસ્થિતિ એટલે કે મોક્ષ– કૈવલ્ય. એ કૈવલ્યને માટે ઉપયોગી ચિત્ત કયું છે એ દર્શાવવું તે આચાર્યનો મુખ્ય હેતુ છે. કૈવલ્યને સિદ્ધિ સાથે સંબંધ નથી. એને શુદ્ધિ સાથે સંબંધ છે. કૈવલ્ય માટે સિદ્ધિ અનિવાર્ય નથી–શુદ્ધિ અનિવાર્ય છે. આથી ઉપર વર્ણવેલી પાંચ જાતની સિદ્ધિઓવાળાં ચિત્તમાં કૈવલ્યને યોગ્ય ચિત્ત કયું? અર્થાત્ ચિત્તની કઇ અવસ્થામાં આત્માની કેવળતાનું પરિપૂર્ણ ભાન થાય? ઉત્તર આપતાં ભગવાન પતંજલિ કહે છેઃ–

तत्र ध्यानजं अनाशयम् ॥ ६ ॥

तत्र-ते पैકી એટલે કે સિદ્ધચિત્તા પૈકી ध्यानज=ધ્યાન એટલે અહીં સમાધિ તે સમાધિથી ઉપજતી સિદ્ધિઓથી સિધ્ધ ચિત્ત अनाशय – આશયરહિત હોઈને કૈવલ્યોપયોગી છે

અર્થાત્ જે ચિત્તમા આશય ન હોય તેવુ સમાધિજન્ય પ્રજ્ઞાવાળુ ચિત્ત કૈવલ્ય માટે યોગ્ય છે આશય એટલે आ समन्तात् शेरते अस्मिन् इति आशया — જે હૃદયમા ચોમેરથી સુવે છે એટલે કે પડ્યા પાથર્યા રહે છે તે આશય એટલે કે ક્લેશ અને કર્મની વાસનાઓ અવિદ્યાદિ ક્લેશો અને શુભાદિ કર્મોની જે વાસનાઓ-નિમિત્ત મળતા ગમે ત્યારે પ્રકટ થતા અને પોતાના નાયને જન્માવતા એવા જે સંસ્કારો તેમને આશય કહે છે અનાશય એટલે આશય વિનાનુ અર્થાત્ ક્લેશ અને કર્મની વાસનાઓ જેમાથી સદાને માટે ટળી ગઇ છે એવુ ક્લેશ અને કર્મની વાસનાઓ દગ્ધ કેવી રીતે થઇ ?—એનો જવાબ છે "ध्यानजम्" શબ્દમા અર્થાત્ અનાશયતા-વાસનાશૂન્યતા સમાધિથી છે સમાધિ સત્યજ્ઞાન છે અવિદ્યા વગેરે અસત્ય જ્ઞાન છે સત્યાસત્યના ગજગ્રાહમા છેવટે સત્ય જીતે છે सत्यमेव जयते-એ તો ઋષિનો મુદ્રાલેખ છે આથી સત્યના આવિર્ભાવ સમક્ષ અસત્ય પરાભવ પામે જ છે અને એ કારણે જૂઠા સંસ્કારરૂપી ક્લેશ અને કર્મની વાસનાઓ, સાચા જ્ઞાન સમક્ષ એટલે કે સમાધિમાથી નિપજતી સાચી સમજદારી નિર્મૂળ અને નિરાધાર થઈ જાય છે આવુ ક્લેશ અને સંસ્કારરૂપી મળથી રહિત થયેલુ હૃદય-ચિત્ત કૈવલ્યને માટે અધિકારી છે આ સિવાયના ચિત્તો કૈવલ્ય માટે અધિકારી નથી અને અહીં-કૈવલ્યની બાબતમા તો અધિકારીજ પામે છે અહીં 'અંધેરામાન'નો ન્યાય લાગુ પડતો નથી અહીં તો સત્યનો નિયમજ પ્રવર્તે છે આથી જેવુ મન કેવળ ચોકખુ તે કૈવલ્ય માટે યોગ્ય-પછી તે વિદ્વાન હો કે મૂર્ખ રાય હો કે રંક સાધુ હો કે સંસારી સંત હો કે શેતાન વિશ્વવ્યાપી નિયમો નિરપવાદ હોય છે અને આથી કૈવલ્ય માટેનો જે વિશ્વવ્યાપી નિયમ, તે નિર્ગતિક શુદ્ધિ છે જેની પાસે તે હોય તે બાળક હોય કે યુવાન, કૈવલ્ય પામી શકે છે

કૈવલ્ય માટે ઉપયોગી ચિત્ત કેવુ હોવુ ઘટે તે આ ઉપરથી સમજાશે આનો સાદો સીધો અર્થ એ છે કે માનવે અને માનવ સમાજે અત્યંત પવિત્ર થવુ ઘટે છે અવિદ્યાદિ ક્લેશો અને તેમાથી જન્મતા પાપ પુણ્યાદિ કર્મોની વાસનાથી મુક્ત થવુ રહે છે જે સમાજમા

કે જે દેશમાં આવા અનાશય અને આથી જ ભવ્યાશય-મહાશય-સત્યાશય પ્રજાજનો જન્મે છે તે દેશ માનવજાતનો ગુરુ થવાને યોગ્ય છે. યોગશાસ્ત્રનો પૅદ્ધતિસરનો યોગ્ય પ્રચાર થાય તો માનવ કુલને કેટલી સમૃદ્ધ શાંતિ મળે?

બસ. તો આજે અહીં જ અટકીએ. આ પત્ર પણ ત્રણ બેઠકે જ પૂરો થાય છે. આજકાલ કાંઇ એમ જ બને છે. કુશળ હશો. પત્રદર્શન દેતા રહેશો. એમાં ઢીલ થાય છે ને મન વલોવાઈ જાય છે! પત્રપ્રાપ્તિમાં રહેલો આનન્દ તો જે જાણતા હોય તે જ જાણે. તેમાંય વળી આવા પત્રો કે જેમાં વેપાર નથી, વ્યવહાર નથી, સ્વાર્થ નથી, કેવળ હિતતમ વિચારસરણિ જ હોય તેવા પત્રો લખવામાંય આનન્દ, મેળવવામાં પણ આનન્દ-વાંચવામાં પણ આનન્દ-અને વંચાવવામાં પણ આનન્દ. અસ્તુ આનન્દનો દુકાળ ટાળવા માટે તો આ પ્રયત્ન છે ૬૧ ના ટકોરા વાગી ગયા છે! અસ્તુ.

લિ. ભાઈના હેતવંદન.

---

## (૯૬)

પ્રિય ભાઈશ્રી,

કુશળ હશો તમો કદી ગમગીન બનો છો ખરા? તે વેળા તમને મુંઝારો થાય છે ખરો? ગમગીનીનું પણ એક કાવ્ય હોય છે ને? વિશ્વ ભરેલું હોય છતાં એક પ્રકારની અવર્ણનીય રિક્તતા અનુભવી છે? કંઈ ખૂટતું હોય એમ ન હોય છતાં કાંઈક ખૂટતું જ લાગ્યા કરે!-એવું અનુભવો છો? બધા સાથે બોલીએ, ચાલીએ, દૈનિક કાર્યક્રમ પણ ચાલતો રહે, કોઈ સાથે હસીએ પણ ખરા અને કોઈને શાણી વાતો પણ કરીએ-અને જાણે રડી દેવાય તો સારું-આવું થાય છે! એ તે તમોગુણની સત્ત્વસચિત આડી છાયા હશે? કે પછી કંઈક અગોચર માટેની એ મનોમથામણ હશે? એ જે હોય તે. પણ પૂર્ણતા-ઘનિષ્ઠ પરિપૂર્ણતામાં નિરવકાશ શૂન્યતા-અનન્ત રિક્તતા લાગી આવે છે! એનો શો અર્થ હશે! કે પછી બધામાંજ અર્થ વાંચવાની વૃત્તિ નિરર્થ હશે! ક્ષણભર શાંત થવા પછી પણ માનુષ અસ્વસ્થ જ રહેતો હશે? અસ્તુ. આજકાલ કલ્પના ઊંડાણમાં કંઈક આવું થાય છે અને પરિણામે પત્રમાં પ્રકટ થઈ જ જાય છે!

ગઈ કાલે આપણે કૈવલ્ય માટે યોગ ચિત્તનું નિરૂપણ જોયું. સમાધિજન્ય અને આથી જ ક્લેશ કે કર્મોની વાસના વિનાનું ચિત્ત કૈવલ્ય માટે ઉચિત છે. અનિવાર્ય છે. અને એવું ચિત્ત બીજાં ચિત્તો કરતાં તદ્દન જુદું

પડી આવે છે ક્લેશો અને તેમની પ્રેરણાથી નીપજતા કર્મો ચિત્તને તે જેવુ છે તેવુ બનાવવામા મોગે ભાગ ભજવે છે ક્લિષ્ટ વૃત્તિઓ, ક્લિષ્ટ=ક્લેશદાયી કર્મો કરાવે અનિષ્ટ વૃત્તિઓ અક્લિષ્ટ કર્મોમા પ્રેરે તો જે યોગીનુ ચિત્ત અનાશય થઈ ગયુ હોય તેના કર્મો કેવા હોય? અર્થાત્ યોગીના કર્મ-જ્ઞાનોત્તર કર્મ કેવા હોય? અર્થાત્ યોગી અને સામાન્ય જનના કર્મોમા શો તફાવત? જેમ ચિત્તમા તેમ કર્મમા ફેર છે ખરો? હજી સ્પષ્ટ કહીએ તો પ્રશ્ન આ રીતે થઈને ઉભો રહે-જેમ પામર જનો તેમ યોગીઓ પણ કર્મ તો કરે જ! તો પછી એક યોગીનુ ચિત્ત જ કેમ અનાશય? બીજાનુ કા નહી! નિર્ણય આપતા ભગવાન સૂત્રકાર કહે છે-

**कर्म अशुक्लाकृष्णं योगिनः त्रिविधं इतरेषाम् ॥ ७ ॥**

योगिन=યોગ સિદ્ધ ચિત્તવાળા ભગવાન યોગીનુ कर्म=તમામ કર્મ-સમાધિ આદિ તમામ કર્મ તે अशुक्ला०=ન તો શુક્લ કે ન તો કૃષ્ણ હોય છે પરતુ તે બન્નેથી વિલક્ષણ હોય છે इतरेषा-તે સિવાયના બીજા જીવોનુ કર્મ त्रिविधम्=ત્રણ પ્રકારનુ હોય છે

અર્થાત્ કર્મના ચાર પ્રકાર છે એક કૃષ્ણ એટલે કાળુ બીજુ શુક્લ એટલે ધોળુ. ત્રીજુ કૃષ્ણ શુક્લ એટલે કે કાળુ ધોળુ-મિશ્રિત અને ચોથુ તે ન ધોળુ કે ન કાળુ દુષ્ટાત્માઓનુ કાળુ કર્મ તપ-સ્વાધ્યાય-ધ્યાન વગેરે કરનારનુ કર્મ તે ધોળુ સામાન્યનુ કાળુ ધોળુ કર્મ યોગીઓનુ કર્મ તે ન તો ધોળુ કે ન તો કાળુ કાળુ અને ધોળુ એ બે શબ્દો અહી અનુક્રમે પાપ અને પુણ્યના વાચક છે તો યોગીનુ કર્મ કાળુ કે ધોળુ-એમાથી એક કેમ નથી?- યોગી ફલનો સન્યાસ કરી કર્મ કરતો હોઇને તેનુ કર્મ પુણ્ય નથી-અને નિષિદ્ધ કર્મ કરતો ન હોઇને એ પાપ નથી યોગી સિવાયના સૌના કર્મમા આવે આવે પણ પરપીડ઼ા છુપાયેલી હોય છે અને આથી તેમના કર્મો 'ન ધોળા કે ન કાળા' હોઇ શકતા નથી આથી યોગી સિવાય બીજાનાં કર્મો બાકી રહેલા ત્રણ પ્રકારમાથી ગમે તે એક પ્રકારમા આવે જ છે

અર્થાત્ યોગી પણ બીજાની માફક જ કર્મ કરતો હોય છે પણ એની કર્મ કરવાની સમજમા મહાન તફાવત છે યોગીના કોઈપણ કર્મ ક્લેશ વગેરેની વાસનાપૂર્વકના નથી હોતા પણ તે સિવાયના હોય છે! એટલે તેની તો ક્લેશ કે કર્મની વાસના જ બળીને ખાક થઈ ગયેલી છે આથી તેનુ કર્મ યદ્યપિ કર્મ જ છે છતા તે વાસનાનુ પ્રયોજક કે નિર્માણ

કર્તા નથી હોતું. તે સિવાયનાનું કર્મ તો વિપરીત છે. અને આથી તે અનાશય નથી. અર્થાત્ યોગીને કર્મ કેમ કરવાં તેની રીત આવડે છે. તેની પાછળની તેની ભાવના—પ્રેરક ભાવના જુદી હોય છે. યોગી સ્વાર્થે નથી વર્તતો. તેનાં કર્મ પાછળ એકમાત્ર આશય હોય છે—લોકસંગ્રહનો. માનો તેને લોકસંગ્રહનો પણ પ્રેરક આશય નથી. શ્વાસોચ્છ્વાસની પેરે તેવાને માટે લોકસંગ્રહ સ્વાભાવિક થઇ પડે છે. એ એની વિભૂતિ છે! અર્થાત્ ભગવતી ગીતાના નિષ્કામ કર્મયોગના સિદ્ધાન્તનો અહીં ઉલ્લેખ છે! કર્તવ્યને તે કર્તવ્ય બુદ્ધિથી જ કરે છે. ફળપ્રાપ્તિની દૃષ્ટિએ નહીં! આથી યોગીજન અને પામર જનમાં કર્મ કરવાની દૃષ્ટિએ ભલે ઉપરથી સરખાપણું લાગતું હોય; પણ બંનેમાં આસમાન જમીનનો ફેર છે! કર્મ કરતાં તેની પાછળની સમજ અને રીત અગત્યની છે—એટલું કર્મ અગત્યનું નથી. કેમકે આશય ફેરે કર્મના ખમીરમાં ધરમૂળનો ફેરફાર થઇ જાય છે! એકનું એક જ કર્મ બાહ્યાકારે સરખું હોવા છતાં એકને તે બંધન કરનારું નીવડે. યોગીને તે મોક્ષકારક નીવડે. એ ફેર તે આશયના જોરે પડે છે. યોગી તો નિરાશય હોય છે. આથી એનાં તમામ કર્મો બાહ્ય દૃષ્ટિએ ગમે તે કોટિમાં પડતાં દેખાતાં હોય—કર્મ તત્વના રહસ્યની દૃષ્ટિએ તે કર્મો પાપપુણ્યના ઉપાર્જનથી પર જ હોય છે! આ ગહન સિદ્ધાન્તને સમજાવવા તો ગીતાજીનાં મંડાણ છે. કર્મ—અકર્મ—વિકર્મના નિર્ણયમાં ભલા ભલા વિદ્વાનો પણ ગોથાં ખાઇ જાય છે. એવો તો ભગવાનનો બોલ છે—, गहना कर्मणो गतिः—કહેનાર પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર સાચે જ મહાદ્રષ્ટા છે! કેમકે માનવની દૃષ્ટિએ દેખાતું કેવળ અહિંસક કર્મ ઇશ્વરની નજરમાં કદાચ કેવળ હિંસક હોઇ શકે છે. અને માનવદૃષ્ટિનું કેવળ હિંસક કર્મ ઇશ્વરના દરબારમાં કદાચ કેવળ અહિંસક પણ ઠરે. આથી જ તો સૌએ પોતાના કર્તવ્યમાં જ એકચિત્ત રહેવું ઘટે. આપણા ગજે કોઇને ન માપી શકાય! એ ગજ તો ઇશ્વરના જ હાથમાં છે આપણા હાથમાં આપણી વ્યક્તિગત વાત તેટલી જ છે!—તે પણ આપણે જો વિવેક વાપરીએ તો. આથી યોગીનાં કર્મ કેવળ લોકસંગ્રહાર્થ અને નિરાશય હોઇને—તેને માટે બંધક નથી. તપ, સ્વાધ્યાય વગેરે કર્મો શુક્લ કર્મ. હત્યા વગેરે કર્મો કાળાં કર્મો. યજ્ઞ વગેરે કર્મો મિશ્રિત કર્મો—કેમકે તેમાં પરપીડ અને પરાનુગ્રહ બંન્ને સમાયેલાં છે. યોગીનાં તો ઉપલાં તમામ કર્મો નિરાશય હોઇને પુણ્યપાપના જનક બની શકતાં નથી. આ સૂત્ર પાછળનો અનાસક્ત કર્મયોગનો સિદ્ધાંત માનવમાત્રે અપનાવવા યોગ્ય છે! એ વેદ-ઉપનિષદ્ ગીતા—આગમ વગેરે મહાન ગ્રંથોનો સાર છે. ॥૭॥

આમ યોગીનાં કર્મોની ફલજનક શક્તિ ડંભાઇ જાય છે. અને આથી યોગીને ભાવિ જન્મ નથી પણ યોગી સિવાય બીજાં જીવોનાં ચિત્ત, તો વાસનાના ભંડારિયાં છે. અને જગતની કોઇપણ ક્ષણે એવા જીવોની જ બહુમતિ હોય છે આથી બીજા જીવોનાં કર્મો તો અવશ્યમેવ ફળવાનાં અને એ જ્યારે ધ્રુવ નિયમ જ છે તો પછી જ્યારે દેહાન્તરની પ્રાપ્તિ થાય ત્યારે તો આજ સુધીની તમામ જન્મજન્મની સંચિત વાસનાઓની અભિવ્યક્તિ થવી જ જોઇએ સિદ્ધાન્ત પ્રમાણે તો કોઇ જન્મમાં જીવ ભિખારી તો કોઈ જન્મમા ઊંટ. કોઇ વખત કાગડો તો કોઇ વખત કોલો અને એ બધીય યોનિઓના સંસ્કારો તો ચિત્તમાં હોય જ. તો પછી એવો જીવ જો મનુષ્ય દેહ ધારણ કરે તો તે દેહમાં-યોનિમાં-ચોરાસી લાખ યોનિના તમામ સંસ્કારો પ્રકટ થવા જોઇએ અને જાતિમાત્રને ઉચિત ભોગ પણ તેને પ્રાપ્ત થવો જોઇએ. અને એમ થતું હોય તો માણસ પણ ઘોડાનું ઘાસ ખાતો દેખાવો જોઇએ. કેમકે કોઈક વેળા તો એ ઘોડો થયો જ હશે ને? આથી માનવ દેહમાં યોનિમાત્રના ભોગની પ્રાપ્તિ થાય છે. તો આ શંકાનું સમાધાન શું? યોગીશ્વર ભગવાન પતંજલિ કહે છેઃ—

**ततः तद्विपाकानुगुणानामेव अभिव्यक्तिः वासनानाम् ॥ ८ ॥**

तत =તે ફલોન્મુખ થતાં ત્રણ પ્રકારનાં કર્મમાંથી तद्विपाकानुगुणानामेव= તે ત્રણ પ્રકારના જાતિ, ભોગ અને આયુષ્ય રૂપી ફલભેદને અનુરૂપ वासनानाम्=વાસનાઓને જ अभिव्यक्ति=અવિર્ભાવ એટલે કે તે તે જાતિને લગતી સ્મૃતિ જન્માવનારી વાસનાનું જ પ્રાકટ્ય થાય છે, બીજીનું નહી.

અર્થાત્ પ્રશ્ન તો ઉચિત છે જો પ્રશ્નમાં વ્યક્ત થઈ એવી જ વ્યવસ્થા હોત તો તો માનવજાતિમાં જન્મ લઇને આપણામાં બધીય જાતિમાં ભોગો માટે સંભવ ઉભો થાત! પણ તેવું નથી. અને આથી યદ્યપિ માણસમાં ઘણી વેળા મનુષ્યેતર સંસ્કારો જોવામા આવે છે છતાં એ માનવોચિત વર્તન જ મોટે ભાગે ગમે છે. મનુષ્યેતર સૃષ્ટિમાં પણ આ જ વ્યવસ્થા છે. નિન્દાના ચૂંથણામાં મઝા માણતો માનવ કોઈ એક જન્મમાં તે કાગડો કે ગીધ હોવો જોઇએ એવું શું નથી સિદ્ધ કરતો? દુરાગ્રહી કે સત્યાગ્રહી માનવ કોઈક જન્મે ગધેડો હોવાનો સંભવ છે! દુનિયાની સરસમાં સરસ વસ્તુઓ ઉપર દીલ ચોંટાડવાને બદલે દુનિયાના ગંદવાડમાં જ મન ચોંટાડતો માનવ કોઈક જન્મે માખી હશે જ! આમ જો સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇએ તો મનુષ્યાકાર હોવા છતાં પણ-મનુષ્ય સમાજમાં હોવા છતાં પણ ઘણા

મનુષ્યેતર જેવા જણાઈ આવવાનો સંભવ છે—જીના નિયમ જુદા છે ફલોન્મુખ થતુ કર્મ જે જાતના જન્મ આયુષ્ય કે ભોગ આપવાનો આરંભ કરે છે તે જન્મ આયુષ્ય અને ભોગને અનુરૂપ વાસના સંઘને જ તે પ્રગટ કરે છે તેનાથી ભિન્ન કર્મની વ્યંજક વાસનાઓ અભિવ્યક્ત થતી નથી આથી જ જન્મના વેત પ્રાણીમાત્ર પોતાની જાતિને યોગ્ય ઉપભોગ જ ભોગવે છે ઊંટ કાગળ જ ખાય બિલાડીનુ બચ્ચુ ઉંદર જ ગોધે મકરાનુ લવારુ ચારો જ ખોળે! માનવ માનવોચિત આહાર જ કરે! આમ એકનો ભોગ બીજાને ફાળે જતો નથી અને આથી એક જાતિના ભોગો અન્ય જાતિમા સંક્રમિત થઈ જતા નથી અને અહીં જ તો ઈશ્વરની મર્યાદા કામ આવે છે અહીં જ તો તેની નિયન્તૃશક્તિનો ચમત્કાર છે અહીં જ તો તેની કર્મફલ વિભાજન અને વિયોજન કળાની અવધિ છે ઈશ્વરની અગાધ ચાતુરી, શક્તિ અને શાણપણ અહીં જ છતા થાય છે! જો ઈશ્વરે આ નિયમન ન મૂક્યુ હોત તો અવ્યવસ્થાનો પાર ન રહ્યો હોત! અને બીજુ બધુ તો ગમે તે થાત! પણ માણસે ખૂબ અધાધુંધી ફેલાવી હોત! તેની ભૂખ આગળ પ્રાણીમાત્રની ભૂખ અતૃપ્ત જ રહી ગઈ હોત! કેમકે ઢોર માટે ઘાસનો ચારો પણ એણે કદાચ ન જ રહેવા દીધો હોત! પણ ઈશ્વરની દયાથી ઘાસ માણસથી ખવાતુ નથી માટે જ ઢોરોને માટે એ સલામત રહ્યુ છે! બીજી જાતની ભોગભૂખમાં તે એનો પગ ન જ ઘાલતો હોત! માટે ધન્યવાદ આપવા જેવો છે, પરમ વ્યવસ્થાપક પરમાત્માને કે તેણે કર્મફળનુ દાન અને નિયમન તેના હાથમાં જ રાખ્યુ છે

ફલોન્મુખ કર્મ જ જાતિમા જીવને જન્માવે તે જાતિને અનુરૂપ વાસના સંઘને જ તે વ્યક્ત કરે છે બીજી જાતિના વાસના સંઘને નહીં એ તો થયુ પણ અહીં એક શંકા ઉપજે છે અને જ્યા સુધી શંકા જીવતી હોય ત્યા સુધી સાચુ જ્ઞાન જીવતુ નથી આથી શંકામાત્રની નિવૃત્તિ પછીનુ જ્ઞાન જ સુસ્થિર હોય છે તો શંકા કઈ? શંકા આ છે ધારો કે ‘અ’ મનુષ્ય હતો તે ગુજરી ગયો ગુજરી ગયા બાદ તેના કોઈ કર્મના ફળને હિસાબે તે બિલાડીની યોનિમાં જન્મી ગયો બિલાડી પહેલાંનો તો તેનો મનુષ્ય જન્મ હતો તો જેમ ગઈ કાલની તાજી વાત જ આજે યાદ આવવાનો સંભવ છે તેમ તાજો ગયેલો મનુષ્ય જન્મ જ બિલાડીને યાદ આવવાનો સંભવ છે આમ મનુષ્ય થઈને પછી તરત જ બિલાડીનો ભવ આવ્યો હોઈને બેયને કે વચ્ચે બીજું કોઈ વ્યવધાન—આંતરી ન આવતી હોવાથી તો બિલાડીના ભવમાં પણ માનવ વાસનાઓની અભિવ્યક્તિ જ

બીજી રીતે નહીં. આવું ન હોત તો વિશ્વ એક ભારે અવ્યવસ્થાનો નમૂનો હોત! અને આ યોગપત્રાવલિ લખાય ત્યાં સુધી એ છજ્યું જ ન હોત! બિલાડો પણ વિશ્વસંઘનો પ્રમુખ થઇ શક્યો હોત! અને આ આંતર નિયમનનો એક ભારે ઓથપાઠ છે જે તે લેવા જેટલો માણસ નમ્ર થાય તો. આ નિયમન માણસને જીવમાત્ર પ્રત્યે આદરભાવ ઉપજાવવામાં ઉપયોગી છે! બિલાડો પણ સો વર્ષો પૂર્વે ઇન્દ્ર હોવાનો સંભવ છે! કોઇક કર્મ ધર્મ યોગે એ અત્યારે બિલાડો ભલે થયો! બાકી એ તો ઇન્દ્ર હતો-યોગી હતો-મનુષ્ય હતો-અરે કોઇપણ સંભવી શકે. આથી ઇન્દ્ર ઇન્દ્ર મટીને બિલાડો થઇને વર્તે તો ને સમજણ દશાએ પૂજ્ય છે! વંદ્ય છે. આદરણીય છે. અને તેજ પ્રમાણે પ્રાણીમાત્ર. વળી કર્મનો નિષ્પક્ષપાત નિયમ પણ આદરણીય અને ઉર્ધ્વપ્રેરક થઇ પડે! गहना कर्मणो गतिः-નો આ બીજો અર્થ અહીં છે! તો સર્વભૂત સમ-ભાવ જો આમાં વાંચીએ તો માનવમતિનું એ ગૌરવ હશે. ॥૯॥

આમ વાસનાની પ્રકટતામાં જાતિ, દેશ કે કાળનું વ્યવધાન હોય તો પણ જે જાતિને ઉચિત જે ભોગ તે જાતિને તેજ ભોગ મળે છે કેમકે સંસ્કાર અને સ્મૃતિ એક જ વિષયને લગતાં હોય છે. તો પ્રશ્ન એ છે કે સૌથી પહેલા જન્મમાં તો વાસના જ ન હતી! અને વાસનાજ ન હતી તો પછી પ્રારબ્ધ કર્મથી તેની અભિવ્યક્તિ જ ન થાય! તો પછી જીવમાત્રની પોતપોતાની જાતિને યોગ્ય ઉપભોગમાં પ્રવૃત્તિ કેવી રીતે થઇ? કેમકે પ્રવૃત્તિ તો વાસનાની અભિવ્યક્તિને લઇને થાય! અને સૌથી પ્રથમ જન્મમાં તો વાસનાનું નામનિશાન જ ન હતું. વાસના એ તો વાસી સંસ્કાર છે. એ કર્મજન્ય છે. સૌથી પહેલા જન્મની પહેલાં તો કર્મજ ન હતું. તો વાસના પણ ન હતી. અને એ વાસના જ ન હતી તો પછી ફલોન્મુખ કર્મ-પ્રારબ્ધ કર્મ તેની વ્યક્તિ કેવી રીતે કરે? અને આમ છતાં જો કરે જ તો તો પછી સસલાંનાં શીંગડાની પણ અભિવ્યક્તિ શક્ય થાય! આનો જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**तासां अनादित्वं च आशिषः नित्यत्वात् ॥ १० ॥**

तासां-વાસનાની अनादित्वं=અનાદિતા છે च-અહીં ' च ' શબ્દ દૃષ્ટાન્તના અર્થમાં છે. અર્થાત્ જેમ અનન્તતા તેમ અનાદિતા પણ છે. શા કારણે? आशिषः હું ન હોઉં એમ નહીં પણ હોઉં-એવા આત્માના અસ્તિત્વના આગ્રહ

રૂપી આત્માની આશિષ-ઇચ્છા નિત્યત્વાત્=જન્મે જન્મે અવ્યભિચારીપણે વર્તતી હોવાને કારણે.

અર્થાત્ પ્રશ્ન તો ઉચિત જ છે. કેમકે કોઇને પણ આવો પ્રશ્ન થાય એ કુદરતી છે. તે ઉપરાંત તર્કને અવધિ પણ નથી. સૌથી પહેલો જન્મ જો નક્કી થાય તો ઉપલી શંકા યોગ્ય ઠરે. પણ જન્મની પ્રથમતા નક્કી થાય એવી પરિસ્થિતિ જ નથી. બુદ્ધિ જ જન્મની પ્રથમતાને નકારે છે. આત્માની-સદા હું રહું જ-એવી આશિષ=ઇચ્છા નિત્ય જોવામાં આવે છે. એટલે કે કોઇપણ જન્મમાં એ નથી હોતી એમ નથી પણ હોય છે જ. કોઇને મરવાનું ગમતું નથી એ જ બતાવે છે કે આત્માને અમરતાની ખ્વાહેશ છે. મરવું પડે જ છે માટે જ સૌ અનિચ્છાએ મરે છે. બાકી સ્વેચ્છાએ જો જીવાતું હોય તો, આજકાલ ભાદુતોની પેરે, કોઈ જીવે દેહધર ખાલી કર્યું જ ન હોત! આ મરણ ત્રાસ જ જન્મની અનાદિતા સિદ્ધ કરે છે. આ મરણનો ત્રાસ જેણે મરણનું દુઃખ નથી અનુભવ્યું તેને થઈ શકતો નથી. તરતના જન્મેલાં બાળકને પણ એ ત્રાસ જોવામાં આવે છે. એ બાળકે ચાલુ જન્મમાં તો એ મરણજન્ય ત્રાસ પ્રત્યક્ષ કે અનુમાન કે શાસ્ત્ર પ્રમાણથી અનુભવ્યો નથી. જો અનુભવ્યો હોત તો તો એ સ્વાભાવિક થાત! પણ નથી અનુભવ્યો એ હકીકત છે. આથી એ ત્રાસ સ્મૃતિરૂપ જ છે. બાળક-તરતનું જન્મેલું બાળક પણ બીએ છે. મોતના સાધનનાં દર્શને કાંપે છે એ તો હકીકત છે. તો આ સ્મૃતિ વાસના સિવાય સંભવી શકતી નથી વાસના અનુભવ સિવાય શક્ય નથી અને આ જન્મે તો એનો એ અનુભવ નથી જ. આથી બાકી રહે છે પૂર્વ જન્મ. તો તો પૂર્વજન્મમાં પણ આજ ન્યાય લાગુ પડે છે એમ જોતાં એ ઇચ્છા નિત્ય જ છે અને એ નિત્ય હોઇને તેના કારણરૂપ વાસના પણ અનાદિ જ છે તો પછી કોઇપણ જન્મ સૌથી પહેલો જન્મ જ નથી! કેમકે વાસનાની પેરે તેના કારણરૂપ જન્મનું પણ અનાદિપણું જ સિદ્ધ થાય છે.

અને આ એક ખૂબ અગત્યનો સિદ્ધાન્ત છે. માનવ જાતિ જો આપણો પૂર્વજન્મ છે એમ સાચે જ બુદ્ધિપૂર્વક જાણે તો-અને આપણો ભાવિજન્મ પણ તેટલો જ નક્કી છે-સિવાય કે આત્મજ્ઞાન-તો તેના જીવન ક્રમમાં ભારે ફેરફારો થઇ જાય! પુનર્જન્મ થાય છે માટે તો સાધનાની કિંમત છે. પુનર્જન્મ થાય છે માટે તો જીવનમાં સત્કર્મ જ કરવા જેવાં છે. પુનર્જન્મ છે માટે જ સૌ જેવો ધારે તેવો

ંની શકવાનો પુરુષાર્થ આદરી શકે છે. પુનર્જન્મ થાય છે માટે જ તે
પ્રાણીમાત્ર સંબંધી છે. પુનર્જન્મ થાય છે માટે જ તો સૌ પ્રત્યે આદરભા
સમભાવ. પ્રેમભાવ વિહિત છે. પુનર્જન્મ થાય છે માટે જ તો નિરાશાં
માટે પણ અનન્ત આશા છે. માટે જ તો વિકાસનો ક્રમ સમજાવી શકા
છે. માટે જ પ્રગતિની કલ્પના થઇ શકે છે. ભારતીય પ્રતિભાની આ એ
જબરદસ્ત શોધ છે! ખૂબ કિંમતી શોધ છે. આશ્ચર્યજનક શોધ છે
દુઃખપીડિત માનવ જાતને એ શોધમાં આશ્વાસન છે. શાંતિ છે. આશા
સંગીત છે. પ્રેમનું મહાગાન છે! સંયમ વગેરે મહાગુણોની પણ એથી
કિંમત છે! મોટા આદર્શોની પણ એને લઇને જ અસ્તિ સમજાવી શકા
છે! ચાર્વાકને મનોદેશમાંથી બહાર જતો પણ એજ સિદ્ધાન્તે આપી શકા
છે. અને ઇશ્વરની સૃષ્ટિની મહામંગલતા પણ આથી જ સમજી શકાય.
સમજાવી શકાય એમ છે! જો ચાલુ જન્મ સાથે જ જીવનનો ખેલ પૂ
થવાનો હોય તો જીવનમાં ખાસ કશું જીવવા જેવું નથી. કશું કર
જેવું નથી. ભગવાન ભજવા જેવો નથી. આત્મા મેળવવા જેવો નથ
સત્કર્મ કરવા જેવાં નથી. આદર્શો સેવવા જેવા નથી. વિવેક મેળવવા જે
નથી અને યોગ સાધવા જેવો નથી. અરે! ચાર્વાક પણ પૂજવા જે
નથી! પણ પુનર્જન્મ એક અકાટ્ય હકીકત છે. અને આથી જ આ
જગત કે તેની ઘડભાંજ સમજાવી શકાય છે! આથી જ બધુંય કરવા જે
છે! સ્વસ્થચિત્તે વિચારશો તો ઉપરનાં લખાણમાં ક્યાંયે ન સમજાય એ
નહીં લાગે. ઉલટું એ લખાણનું રહસ્ય સ્પષ્ટ થશે. અસ્તુ ૧૨--૩૦
સુમાર થતાં નિદ્રાના ઉછરંગમાં ઢળવું જોઇએ ને? એ તો પ્રભુનું આવા
છે. એટલે નકારાય જ નહીંને!–કુશળ હશો.

લિ૦ ભાઇના હિતચંદન.

ॐ

# યોગપત્રાવલિ (૯૧

પ્રિય ભાઈશ્રી,

– ભગવાન વ્યાસદેવની હરોળમાં ઉભો રહી શકે એવો કોઈ ઋષિ આજ સુધી જગતમાં પાક્યો નથી. ભગવાન વ્યાસદેવ બ્રહ્મા છે, પણ 'अचतुर्वदन' બ્રહ્મા છે. ભગવાન વ્યાસદેવ હરિ છે. પણ 'द्विबाहु' હરિ છે. ભગવાન વ્યાસદેવ શંભુ છે–પણ 'अभाललोचन' શંભુ છે. આવા એકમાં જ ત્રણ દેવનાં વ્યક્તિત્વવાળા, વેદનો વિભાગકર્તા, અઢાર પુરાણ અને અઢાર ઉપપુરાણના લેખક, મહાભારતના સ્રષ્ટા, ગીતાના ગુંથનારા અને વેદાન્તસૂત્રના પ્રણેતા–આવા વ્યાસજી પણ 'मुह्यन्-ज्ञान सागरे' અને 'परितापवति व्यासे' સિવાય કે પરમાત્માના ગુણાનુવાદ, હૃદયશાંતિ નહોતા મેળવી શક્યા. તે સિવાય તેઓ "अकृतार्थ इव" જ રહ્યા હતા–એવો ભાગવતકારનો એકરાર છે! અર્થાત્ જ કેવળ જ્ઞાનની ગરિમા, હૃદયશાંતિ નથી આપતી. પ્રેમની ગરિમા જ હૃદયશાંતિ તો બક્ષે.—એ સિદ્ધાન્ત છે. અને આથી જ ભાગવતી કથા "हृदयमनोनयन-वर्धन" છે! એ કથા હૃદયની અલૌકિક શુદ્ધિ આપે છે. જપ-તપ આદિ સાધનો પણ છેવટે તો પરમાત્માની પ્રેમમયી–અને આથી જ કર્મમયી ભક્તિમાં પરિણમવાં જોઈએ. આજકાલ પરમાત્માની જ કૃપાથી શ્રીમદ્ ભાગવતી કથાના રસપ્રવાહમાં સ્નાન કરાય છે અને પરિણામે દિવસનો શ્રમ ઉતરી જાય છે. ઈતર કાર્ય માટે જોઈતી તાજગી મળી રહે છે. વ્હાલા ભાઈ! સાચે જ, ભાગવત એ તો જગતના જ્યોતિર્ધરોની દીપાવલિ છે. એમાં વર્ણવેલાં ચરિત્રો, પેઢીએ પેઢીએ યુગ વિધાયક પુરુષોની અભંગ હાર જન્માવી શકે. કદાચ સૌનો વંશ નિર્વંશ જશે–પણ ઋષિઓનો વંશ નિર્વંશ નહીં થાય! કેટલાં સમર્થ ચિત્તોની પરંપરા એમાં ઉભી થઈ છે! કેવાં ભવ્ય દર્શનોની એ સંહિતા છે! પ્રજા સમક્ષ જો એ ભવ્ય ચરિત્રોની યશસ્વી હારમાળા સદા ધરવામાં આવે તો માનવજાતના ઉદ્ધારની આશા અખંડ રહેશે! આજની આપણી વ્યક્તિગત અહંકારી વામનતા, વિરાટ થઈને વર્તે–જો ભાગવતનો દેશકાળના પરિવર્તનોને ધ્યાનમાં રાખી પુનરુદ્ધાર થાય તો. ભાગવતની કથા કરવામાં આ જીવને તો એક પ્રકારની અનોખી ધન્યતા લાગે છે! યોગવિદ્યાનો જો ક્યાંયે સતત ચમત્કાર જોવો હોય તો ભાગવતને શરણે જવું. આપણી પ્રજામાં ઠેરઠેર–પરદેશીઓ

વધતા જાય છે એથી આ મહાપ્રજાની પ્રતિભાના મૂલ્ય ઓછાં કે આછાં, અગોચ્ય કે ઊંધા થઈ ગયાં છે! પ્રભુ આપણને આ દેશીય દૃષ્ટિ સાથે આત્મસ્મૃતિ દે એમ ઇચ્છવું રહે છે. અસ્તુ.

ગઇ કાલે આત્માની અમરતાની સનાતન ઇચ્છા આપણે જોઇ. આત્મા સ્વરૂપે તો અમર જ છે અને આથી એની સ્વરૂપે અમર રહેવાની ઇચ્છા તો સત્યાશ્રયી છે. એને પર રૂપે-દેહાદિને રૂપે અમર રહેવાની ઇચ્છા થાય છે એટલું જ અજ્ઞાન છે. અને એ અજ્ઞાન જ કેર વર્તાવે છે. અને આથી જન્મની પ્રથમતાનો ક્યાયે પત્તો નથી. માનવ ઇતિહાસ એટલો તો અલ્પકાલને આવરે છે કે અનન્ત કાળની લીલાની દૃષ્ટિએ તો એ લગભગ હાસ્યાસ્પદ લાગે!! પ્રાણીમાત્ર જ્યારે કાલના પણ સ્વરૂપે સાક્ષી છે ત્યારે બે પાંચ કે દશબાર હજાર વર્ષોનો તેમનો ઇતિહાસ એ અટ્ટહાસ્યનો જ વિષય છે. એ તો જે હશે તે. પણ જન્મની અનાદિતાનો જો સ્વીકાર કરીએ તો બકરું કાઢતાં ઊંટ તો નથી પેસતું? કેમકે જો વાસનાઓ અનાદિ હોય તો પછી તે અનન્ત પણ હોવી જ જોઇએ. કેમકે જે અનાદિ તે અનન્ત હોય એજ અક્કલમાં આવે છે. જેમકે ચેતન આત્મા, ચેતન આત્મા અનાદિ છે, માટે તે અનન્ત છે. તો પછી વાસના પણ અનન્ત જ હશે અને અનન્ત જ હોય તો પછી ઊંટ ક્યાં પેસે છે એ જાણી લેવું જોઇએ. વાસનાના ક્ષયે જ મોક્ષનું શાસ્ત્ર તો વચન આપે છે. વાસના તો અનન્ત હોઇને કદી પણ તેનો ક્ષય થાય જ નહીં. અને તેમ જો બને તો પછી મોક્ષ એ મૂર્ખાઓનો જ ધંધો થઈ બેસે! પછી, યોગાદિ શાસ્ત્રોની પણ અપ્રમાણિકતા જ ગણાય. અને શાસ્ત્રકારો પણ ઉન્મત્ત જ લેખાય! આ શંકાનો જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

**हेतुफलाश्रयालम्बनैः संगृहीतत्वाद् एषां अभावे तदभावः ॥ ११ ॥**

તે વાસનાઓ હેતુફલા૦=હેતુ, ફલ, આશ્રય અને આલંબનથી संगृहीतत्वात=સંચિત થયેલી હોઇને एषा=એ હેતુ વગેરેનો अभावे=અભાવ થતાં तदभाव=તેમનો અભાવ થાય છે.

અર્થાત્ પ્રશ્ન સાથે તકરાર નથી. પ્રશ્નમાં રહેલી વિચારમૂઢતા સાથે તકરાર હોઈ શકે. વાસનાઓ અનાદિ છે માટે જ અનન્ત નથી હોઇ શકતી. કોઇ વસ્તુ અનાદિ હોય છતાં પણ જો તેમાં નાશ પામવાનાં બીજ હોય-હેતુ હોય-કારણ હોય તો તે અવશ્ય નાશ પામે છે. આથી અનાદિત્વ જ અનન્તત્વમાં કારણ નથી. અવિનાશિતા-વિનાશની અયોગ્યતા એ અનન્તતામાં

કારણરૂપ છે. આત્મામાં તો વિનાશ થવા માટેનાં કારણનો સદ્ભાવ નથી. અને આથી આત્મા નાશ પામતો નથી. વાસનાઓના વિષયમાં તેવું નથી. વાસનાઓમાં તો વિનષ્ટ થવાની યોગ્યતા રહેલી છે. કારણ રહેલું છે. અને આથી અનાદિ છતાં નિમિત્ત ઉપસ્થિત થતાં તેમનો અવશ્ય ક્ષય થાય છેજ. વાસનાઓમાં એ વિનાશિતાનું બીજ છે-એમનો કારણો દ્વારા સંગ્રહ. તો એ કારણો ક્યાં? તો એ વાસનાઓ સંચિત થાય છે હેતુ, ફલ, આશ્રય અને આલંબનથી. આથી જો એ હેતુ વગેરેનો નાશ થાય તો-અભાવ થાય તો-વાસનાઓનો પણ અવશ્યમેવ નાશ થાય. કારણનાશે કાર્યનો નાશ અવશ્યમેવ થાય જ.

તો હેતુ વગેરે એટલે શું? તો અવિદ્યા વગેરે ક્લેશો વાસનાના ઉદયમાં હેતુ છે. તે ઉપરાંત શુક્લાદિ ઉપર બનાવેલા કર્મો એમના ઉદયમાં હેતુ છે જન્મ આયુષ્ય અને ભોગ એ ફલ છે જાતિ વગેરેથી પણ એ સંચિત થાય છે સઅધિકાર ચિત્ત એટલે ભોગ અને અપવર્ગ રૂપી પ્રયોજન જેનું પૂર્ણ થયું નથી એવું ચિત્ત તેજ એ વાસનાઓનો આશ્રય એટલે કે નિવાસસ્થાન છે. ચિત્ત વાસનાઓનુ કદી ન ઉભરાઇ જાય એવું ભંડારીયું છે! અને શબ્દ વગેરે વિષયો એ વાસનાનુ આલંબન છે આમ અવિદ્યા-કર્મ, જન્મ આયુષ્ય, ભોગ, ચિત્ત, શબ્દાદિ વિષયો દ્વારા-એ બધાં રૂપી કારણ દ્વારા વાસનાઓનો સંચય થાય છે. આથી એ બધાનો જો અપાય થાય તો વાસનાઓનો સ્વયમેવ અપાય થાય!

કર્માશયનું મૂળ છે ક્લેશ. અને ક્લેશોની જન્મભૂમિ છે અવિદ્યા. આથી અવિદ્યા-અજ્ઞાન જ રાગદ્વેષ, ધર્મ અધર્મ, સુખ અને દુઃખરૂપી છ આરાવાળાં સંસારચક્રની નેત્રી છે અને વાસનાઓનો હેતુ છે. ફલ, આશ્રય અને આલંબન તો તે અવિદ્યાથી જ ભરપૂર છે-વ્યાપ્ત છે. આથી તેની નિવૃત્તિએ તે સ્વયં નિવૃત્ત થાય છે. જેમ પ્રાણના વિરહે પ્રાણાશ્રયી ઇન્દ્રિયોનો વ્યાપાર સ્વયમેવ બંધ પડી જાય તેમ અવિદ્યાના વિરહે અવિદ્યાશ્રયી ફલ-આશ્રય અને આલંબનની પ્રવૃત્તિ સ્વયમેવ અસ્ત પામે. આ અવિદ્યાનો શત્રુ છે-વિદ્યા. એટલે કે યોગશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો પ્રસંખ્યાન. એટલે કે અડોલ વિવેકજ્ઞાન. તો એ અડોલ વિવેક જ્ઞાનથી અવિદ્યાનો નિગ્રહ થતાં તેને આશરે રહેતાં ફલાદિનો અને તે દ્વારા એટલે કે અવિદ્યાના જ આધારે રહેલી વાસનાઓનો-અનાદિ હોવ છતાં વિનાશ થાય જ છે. આત્માનું દૃષ્ટાન્ત અહીં ઉચિત નથી. કેમકે આત્માને તો વિનાશ થવાનું કારણ ન હોવાથી તે વિનષ્ટ થતો નથી. વાસનાને તો

વિનાશનુ કારણ મોજૂદ છે. આથી બકરી તો કાઢવી જ રહી અને સાથે ઊંટના પ્રવેશનો ભય પણ કેવળ અસ્થાને જ છે.

અસ્ત પામતુ અજ્ઞાન, અસ્ત પામતાં પહેલાં, જીવવાના બધાંય પ્રયત્નો કરી છૂટે છે-માણસની માફક જ. ન છૂટકેનું જ તે મરે છે. અને તે પણ મરણ પામતાં પહેલાં જીવને ખૂબ દુઃખી કરીને અને જીવને તો બેવડો ત્રાસ વહોરવો પડે છે. એક બાજુ અજ્ઞાનની મરણકાલની યાતના, અને બીજી બાજુ જ્ઞાનની પ્રસવકાળની વેદના ! વાસનાઓ અનાદિ છે જ્યાં અનન્ત નથી એમ નિર્બાધપણે ઠરાવ્યું-એટલે બીજી શંકા આવીને ઉભે છે ! સત્કાર્યવાદનો હાઉ ઉભો થાય છે ! સત્કાર્યવાદ એ શાસ્ત્રીય પરિભાષાનો શબ્દ છે. કાર્ય કારણમાં કારણ સ્વરૂપે ઉપજ્યા પહેલાં પણ હતું જ અને આથમીને પણ તે કાર્ય કારણ સ્વરૂપે તો રહે જ છે. અને આથી જ કોઈ પણ પ્રાકૃતિક વસ્તુનો પણ આત્યંતિક અને નિરન્વય વિનાશ નથી જ. માટીમાંથી ઉપજેલો ઘડો, ઉપજ્યા પહેલાં માટીમાં હતો જ. નહીં હોત તો તેમાંથી ઉપજે કેવી રીતે? અને જો ઉપજે જ તો પછી જેમ માટીમાં ન હતો તેમ કોઈપણ ઠેકાણે એ ન હતો અને આથી ગમે તેમાંથી ગમે તે ઉપજી શકત. પણ તેવું નથી જ. તલમાંથી જ તેલ ઉપજે. રેતીમાંથી કોટિ પ્રયત્ને પણ નહીં જ. આથી ઉત્પત્તિ પૂર્વે પણ ઘડો માટીમાં હતો જ. ફક્ત પ્રયોજનવશાત્ કારણ જ નામરૂપે પરિણમતું રહે છે. અને એજ રીતે લય પામતો ઘડો પાછો માટીરૂપે તો રહે જ. આથી કાર્ય કારણનું મૂળ દૃષ્ટિએ અનન્યત્વ છે, તેમાં વાસ્તવિક ભેદ નથી. વ્યાવહારિક ભેદ છે. અને આથી કોઈપણ વસ્તુનો નિરન્વય અત્યંત નાશ નથી જ. આ છે સામાન્યપણે સત્કાર્યવાદનું રહસ્ય. તો વાસનાઓનો પણ વિનાશ કેવી રીતે સંભવે! વિનાશનું કારણ કોને હોય. યોગશાસ્ત્ર સત્કાર્યવાદી છે. તો એણે એના જ વિરોધી લાગતા સિદ્ધાન્તોનો સમન્વય કરી બતાવવો રહે છે. અને એ રીતે જોતાં વાસનાઓનો અત્યંત નિરન્વય નાશ નથી જ અને જો તેમ હોય તો અજ્ઞાન કહે કે હું જિત્યો જ છું ! પણ વિસ્મયમિત પ્રસન્નવદના ભગવાન પતંજલિ કહે છેઃ—

**अतीतानागतं स्वरूपतः अस्ति अध्वभेदात् धर्माणाम् ॥ १२ ॥**

અતીતાનાગતં= વિનાશ પામેલું હોય તે અતીત. ભાવિમાં જેની અભિવ્યક્તિ થવાની હોય તે અનાગત. અર્થાત્ ભૂત અને ભાવિરૂપી બે ધર્મો સ્વરૂપતઃ= પોતાના અતીતના અને અનાગતનારૂપી ધર્મોરૂપે તો વર્તમાન

ધર્મની માફકજ ધર્મીમાં અસ્તિ=હોય છે કેમકે ધર્માણામ્=મહત્ વગેરે કાર્યો અથવા તો પ્રકરણવશાત્ વાસનાઓરૂપી ધર્મોનો અધ્વભેદાત્=અધ્વ એટલે અહીં કાળ. તો ભૂત ભવિષ્ય વર્તમાનરૂપ કાળે ત્રણ ભેદોનો અહીં સ્વીકાર છે જ.

અર્થાત્ સત્કાર્યવાદને આગળ કરીને પણ અહીં વિજય પમાય એમ નથી. વાસનાઓનો ક્ષય થાયજ છે. એ નિર્વિવાદ છે. ધર્મમાત્રનું ધર્મીમાં અવસ્થાન હોય જ છે. ત્રણે કાળમાં હોય જ છે! આથી વાસનાઓનું પણ અસ્તિત્વ ટળી જતું નથી. વાસનાઓના વિનાશનો અર્થ અહીં સમજી લેવો રહે છે. વાસનાઓનો વિનાશ એટલે સ્વરૂપે અભાવ એમ નહીં, તો? એની અતીતતા માત્ર એટલે વિનાશ છે. અર્થાત એ વાસનાઓ ભૂતકાળના ગર્ભમાં હંમેશને માટે સરકી જાય છે. અને સરકી ગયેલી વાસનાઓ કરોડો વર્ષ રહે તો પણ કાંઇ બગડતું નથી. આથી સત્કાર્યવાદને કાંઇ હાનિ આવતી નથી! કેમ હાનિ નથી-એ પ્રશ્ન ઉચિત છે. અતીતરૂપે ભલે હો. અતીતરૂપે રહેલી વાસનાઓથી પહેલાંની માફક ચિત્ત આશયવાળું નથી બનતું. કેમકે વર્તમાન કાળ ઉપર આરૂઢ થયેલી વાસનાઓ જ આશયની પ્રયોજક થઇ શકે છે. અને અતીતનું અનાગતની માફક પુનઃ ઉત્થાન સ્વીકારાયું નથી.

અર્થાત્ આ તો થયું શાસ્ત્રીય કાંતણ પીંજણ. આપણે એમાં શું સમજવું? વાસનાઓનો સ્વરૂપે નાશ થતો નથી. કેમકે સત્કાર્યવાદના બુદ્ધિગમ્ય સિદ્ધાન્ત પ્રમાણે એ શક્ય નથી. આથી સ્વરૂપે તો વાસનાઓ રહે જ છે. પણ હવે એ કાર્ય કરી શકે એવી રહેતી નથી. એમાં રહેલી અવિદ્યા જ નિર્મૂલ થઇ ગઇ છે! અને અવિદ્યાનું પોષણ મળતું જ જ્યાં અટકી ગયું તો માંદી પડી ગયેલી-બળેલી દોરડીના વળ જેવી થઇ ગયેલી એ વાસનાઓ જીવતી દેખાતી છતાં મરેલી જ છે! વાસનાઓના સ્વરૂપ સાથે અહીં તકરાર નથી. કાર્ય સાથે છે. એ કાર્ય કરવાનું જો એ માંડી વાળે તો પછી એ કરોડો વર્ષ સુધી ભૂતકાળમાં પડી રહે તો સર્વસહ ઇશ્વરની માફક આપણને વાંધો નથી. વાસનાઓનું કાર્યકારણ સામર્થ્ય હંમ્યું એટલે આપણો હિસાબ પત્યો. એટલોજ આપણા પુરૂષાર્થનો વિષય છે. એટલું જ પુરૂષકારનું ક્ષેત્ર છે. આથી સત્કાર્યવાદના આધારે સ્વરૂપે વાસના રહેતી હોય છતાં જો તે પ્રેરક અને કાર્યવાહક ન નીવડી હોય તો પ્રયોજન સિદ્ધ થઇ ચૂકે છે. ॥ ૧૨ ॥

તો આ બધાંય કાર્યો-ધર્માનું પરમાર્થ દૃષ્ટિએ શું સ્વરૂપ છે? અર્થાત્ કાર્યોનું વાસ્તવિક સ્વરૂપ શું? દેખાય છે તે કે કારણ અર્થાત્ વાસનાઓ

કે બુદ્ધિ અહંકાર વગેરે ધર્મો-મૂળમા કયો પદાર્થ છે? એ જિજ્ઞાસા તોષતા ભગવાન પતંજલિ કહે છે—

ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥१३॥

व्यक्तसूक्ष्माः=વર્તમાન તે વ્યક્ત અનાગત અતીત ભાવો તે સૂક્ષ્મ આ વ્યક્ત અને સૂક્ષ્મ—ત્રણે કાળ આરૂઢ તમામ મહદાદિ-ધર્મો-કાર્યો ગુણાત્માન = ગુણરૂપી-સત્વ રજ અને તમરૂપી ત્રણ ગુણોના પરિણામ વિશેષ હોઇને, કારણ દૃષ્ટિએ, ગુણોજ કાર્ય માત્રનો આત્મા એટલે કે સ્વરૂપ છે

અર્થાત્ કૈવલ્યના પ્રકરણમા આ સૂત્ર ઉપયોગી છે વાસનાઓ કહો કે મહત્તત્ત્વ વગેરે રૂપી કાર્યો કહો—સ્થૂલ સૂક્ષ્મ ધર્મમાત્ર-કાર્યમાત્ર વાસ્તવિક રીતે તો ત્રિગુણ સ્વરૂપ જ છે અને તેમ હોઇને પુરુષથી સદૈવ અસ્પૃષ્ટજ છે અગર તો કહો કે તેઓ ઇચ્છે તો પણ પુરુષને સ્પર્શી શકતા જ નથી એમ હોઇને વાસનાઓ રહે છે કે મરે છે—એ અગત્યનો પ્રશ્ન નથી રહેતો। કોઇ કાળે જ પુરુષમા ત્રણ ગુણો કે તેના પરિણામો હતા જ નહિ। અને અધ્યસ્ત સદ્ભાવવાળા ગુણોની પરાક્રમશાલિના પુરુષના ઉપર મૂળમા જ પ્રભાવ નાખવા અશક્ત છે પ્રકૃતિ કે તેનો પરિવાર મૂળમા ત્રણ ગુણવાળાજ છે અને પુરુષ મૂળમા નિર્ગુણ જ છે। આથી એ બેના ભેગ માટે કે મેળમેળ માટે શક્યતા જ નથી આ તો મેળમેળ થઇ ગયેલી લાગે છે તો તેમ નથી એટલું સમજાવવા પૂરતો જ ભવ્ય પ્રયત્ન છે। અને स्थितस्य गतिश्चिन्तनीया—ના ન્યાયે તર્કને યોગ્ય અવકાશ શાસ્ત્રકાર આપે છે આ મૂળ સમજ તો કાર્યકારણ ભાવની. દૃષ્ટિએ વિકાર માત્ર કારણરૂપ જ છે યોગીઓના મત પ્રમાણે કારણ અને કાર્યમા ભેદ અને અભેદ બન્ને છે તે પૈકી કારણરૂપ જે ગુણો છે તે પરિણામી નિત્ય છે અને તેના વિકાર સ્વરૂપ બીજા તમામ તત્ત્વો, પ્રકૃતિરૂપ ગુણ ત્રયથી મૂળમા અભિન્ન હોઇને, નિત્ય છે બાકી સ્વરૂપે નિત્ય નથી ભાગ્યથી વ્યાપ્ત છે અને પુરુષ તો કૂટસ્થનિત્ય છે આટલો અહીં વિવેક સમજી લેવો રહે છે ॥૧૩॥

પ્રકૃતિની પરિધિમા આવતા પદાર્થ માત્ર મૂળમા ગુણ સ્વરૂપજ છે એ આપણે જોયું. પણ મન તો નિરંકુશ છે અને શંકાનું શૂળ, પેટના શૂળની પેઠે, મનને કદી સ્વસ્થ રહેવા દેતું નથી પ્રશ્ન એ છે કે ગુણો ત્રણ છે કારણમા જે હોય તે કાર્યમા આવતું હોય એવો સામાન્ય નિયમ છે તો કારણમા જે ત્રણેનું ત્રણપણું કાર્યમા તો જણાતુ નથી. કેમકે એક શબ્દ, એક ઇન્દ્રિય, એક પૃથ્વી, એક પક્ષી" આમ વિશ્લેષણાત્મક વસ્તુનું તો—શબ્દ

વગેરેનું તો એકત્વજ જોવામાં આવે છે? તો પછી ત્રણનું એકાત્મક કાર્ય થાય કેવી રીતે? જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છે.

**परिणामैकत्वात् वस्तुतत्त्वम् ॥ १८॥**

परिणामैकत्वात्—વાટ, તેલ, અને જ્યોતની માફક અંગાંગિભાવે મળેલા ગુણો ત્રણ હોવા છતાં પણ, દીવાની પેરે પરિણામમાં એકતા થતી હોવાથી वस्तुतत्त्वम्—વસ્તુનું—એટલે કે ત્રણ ગુણના પરિણામની દૃષ્ટિએ તદાત્મક-ત્રિગુણાત્મક વસ્તુનું—શબ્દ વગેરેનું તત્વ એટલે કે તેપણું અર્થાત્ એકત્વ હોય છે.

પ્રશ્ન યોગ્ય છે. છતાં અહીં સમજવાનું આ છે. જો સમપ્રધાન ભાવે વસ્તુઓનું મિલન થતું હોય તો ત્યાં પરિણામની એકતાનો વિરોધ થાય. જેમકે માટી, તન્તુ, દૂધ. માટી વગેરે વસ્તુઓનો એકસરખો મુખ્ય ભાવ છે. અને આથી તેમનું જો મિશ્રણ થાય તો પરિણામની પણ અનેકતા આવે. પણ અહીં તો ત્રણે ગુણો અંગાંગિભાવે અને પુરૂષાર્થ—ભોગ અને અપવર્ગને ખાતર પ્રેરાયેલ હોઇને મિશ્રિત થાય છે આથી ગુણોની બાબતમા પરિણામની અનેકતા નથી. એકતા જ છે. આથી ગુણોની બહુતાએ પરિણામની એકતા હોય તો તેમાં કશોજ વિરોધ નથી. વાટ, તેલ અને જ્યોત પ્રકાશરૂપી પરિણામને જ્યું કરે છે—તેમ ત્રણે ગુણો પણ પ્રધાનગૌણ—અંગાંગિભાવે મળી પુરૂષાર્થરૂપી પ્રયોજન સાધવાને માટે પરિણામની એકતાને ઉપજાવે છે. આથી કશો વિરોધ નથી. તે પૈકી સત્વપ્રધાન ગુણોનો ઇન્દ્રિયોરૂપી એક પરિણામ છે. તમોગુણ પ્રધાન ગુણોનો વિષયોરૂપી એક પરિણામ છે—આટલું ધ્યાનમાં રાખવા જેવું છે. ॥ ૧૪ ॥

આ ઠેકાણે એક અપૂર્વ શંકા ઉપજે છે. વિજ્ઞાનવાદી શંકાનો ઉત્પાદક છે. વિજ્ઞાનવાદી (બૌદ્ધોની એક તત્વવિચારસરણીના અનુયાયીઓ અહીં વિજ્ઞાનવાદી સમજવા) ને મન, વિજ્ઞાનથી અલગ કોઈ વસ્તુ નથી. વિજ્ઞાનથી ભિન્ન જો કોઈ વસ્તુ હોય તો તેની એકતા અનેકતાનો પ્રશ્ન આવે. પણ વિજ્ઞાન જ વાસનાને લઇને કાર્યકારણભાવરૂપે આપણી સમક્ષ મોજૂદ છે. આથી જ્ઞાનથી વ્યતિરિક્ત કોઈ વસ્તુનો સદ્‌ભાવ જ નથી. ઘડા જેવી કોઇ ચીજ જ નથી. જ્ઞાનની જ એ એક વાસનામય પ્રતીતિ છે! બાકી 'આ ઘડો છે' એ જ્ઞાન સિવાય એ જ્ઞાનથી હકીકતમાં જૂદી એવી કોઈ ચીજ નથી. વિજ્ઞાન જ તે તે વસ્તુરૂપે પ્રતિભાસિત થાય છે! અને એ ભ્રમ જ છે. આથી વસ્તુનો જ જ્યાં અભાવ છે ત્યાં એકત્વ અનેકત્વની વાત તો આથી જ રહે એટલું જ નહીં તેના કાળરૂપી ત્રણ-વર્તમાનાદિ

ભેદો તો તેથી પણ અળગા જ રહે। વળી તે ગુણાત્મક છે એ વાત પણ તેટલી અશક્ય થઇ પડે। આ છે બૌદ્ધ વિજ્ઞાનમતવાદીની શંકા એનુ નિરસન કરતા ભગવાન પતંજલિ કહે છે —

**वस्तुसाम्येऽपि चित्तभेदात् तयो विभक्त पन्था ॥१५॥**

વસ્તુ સામ્યેઽપિ=વસ્તુ પદાર્થની સમતા-સમાનતા એટલે કે અભેદ હોય તો પણ ચિત્તભેદાત=ચિત્ત જ્ઞાન વિજ્ઞાન-બુદ્ધિ-એ બધાય શબ્દો વિજ્ઞાનવાદીને મન ભિન્ન નથી તો તેને લગતા જ્ઞાનનો ભેદ થતો હોવાથી તયો=તે બેનો એટલે કે વસ્તુ અને ચિત્તનો-ગ્રાહ્ય અને ગ્રહણશીલ એવો તે બેનો વિભક્ત પથા=માર્ગ ભિન્ન છે અર્થાત્ તે બન્ને એકબીજાથી ભિન્ન ભિન્ન પદાર્થ છે

અર્થાત્ એકની એક વસ્તુને લગતુ અનેકનુ જ્ઞાન ભિન્ન થતુ હોવાથી વસ્તુ અને જ્ઞાન એ બન્ને નોખી નોખી ચીજો છે વિજ્ઞાનવાદીઓને મન ચિત્ત જ એક તત્વ છે તે પણ નાના અનેક પ્રકારનુ છે ક્ષણિક છે તે ચિત્તથી ભિન્ન એવુ આ દૃશ્યમાન-સાક્ષાત્ દેખાતુ, ઘટપટાદિ વસ્તુ સ્વરૂપ જગત તે સ્વસ્વરૂપે સત્ નથી પણ અત્યત મિથ્યા છે ચિતે ચિતે અનાદિ વાસના એજ આ જગતની કલ્પના કરી છે અને એ કલ્પનાનુ કારણ ચિત્ત જ છે આથી આ સઘળુ ચિત્તમાત્ર જ છે ચિત્તથી નોખુ એવુ બીજુ કશુ જ નથી એમની આ માન્યતા યોગ્ય નથી કેમકે ચિત્તથી નોખી એવી વસ્તુઓનુ દર્શન થાય છે જો ચિત્તથી ભિન્ન એવી કોઈ ચીજ જ ન હોત જો તે ચિત્તમાત્ર જ હોત તો સૌથી પહેલા તો એની એક વસ્તુ અનેક ચિત્તનો વિષય જ ન થઇ શકત તે ઉપરાત તે તે ચિત્તનો વિષય બનેલી તે વસ્તુ 'આ તેજ છે' એવી જાતની પ્રત્યભિજ્ઞા નજ આવી શકત કારણ કે એ જ ચિતે કલ્પેલી અને કેવળ ચિત્તમાત્ર વસ્તુને બીજુ ચિત્ત વિષય જ ન કરી શકે ક્ષણિક અને કેવળ વિજ્ઞાનમય ચિત્ત ક્ષણ પછી હોતુ નથી તો પૂર્વ ચિત્તનો વિષય ઉત્તર ચિત્તનો બની જ ન શકે પરતુ અનુભવ જૂદુ કહે છે અનેક ચિત્તનો વિષય બનેલી એક વસ્તુ છે એમ કહે છે એટલુ જ નહીં પણ 'આ તેજ છે' એવુ પ્રત્યભિજ્ઞાન પણ તેમા થાય છે ચિત્તથી ભિન એવી બાહ્ય સ્વપ્રતિષ્ઠ વસ્તુ જ ન હોત તો ગમે તેને ગમે તે વસ્તુ ગમે તેમા જણાત। બાબે અગતા ફાનસમા મને ફાનસ જણાય તો તમને તેમા ઘોડો જણાય તો તે યોગ્ય હોત। પણ મને જ્યાં ફાનસ જણાય છે ત્યા સૌને જ્યાસુધી ચિત્ત ખસી ગયુ ન હોય ત્યાસુધી-ફાનસ જ જણાય છે આથી ચિત્તથી ભિન્ન અને સ્વપ્રતિષ્ઠ એવી વસ્તુ છે આથી વિજ્ઞાન અને વસ્તુ એક નથી ભિન્ન છે ॥૧૫॥

આમ જ્યારે એક રીતે ન ફાવ્યું ત્યારે બીજી દલીલનું શસ્ત્ર વિજ્ઞાનવાદી અજમાવે છે. વિજ્ઞાનવાદી કહે છે. ભલા યોગી! અમે ચિત્તથી ભિન્ન ચૈત્ય વસ્તુનો સર્વથા નિષેધ નથી કરતા; પરંતુ જે ક્ષણે જે ચિત્ત હાય તેની આગલી પાછલી ક્ષણમાં તેનો નિષેધ કરીએ છીએ. આથી અમારા મનમાં તો જે ક્ષણે ચિત્ત તે જ ક્ષણે ચૈત્ય વસ્તુ હોઈ શકે છે. એના પહેલાંની કે પછીની ક્ષણમાં વસ્તુનો સદ્‌ભાવ નથી એમ કહીએ છીએ. અને આથી તે વસ્તુ અનેક ચિત્તનો વિષય નથી પણ એક ચિત્તનો વિષય છે-આ દલીલનો રદીઓ આપતાં ભગવાન પતંજલિ કહે છે:—

**न च एकचित्ततन्त्रं वस्तु, तदा अप्रमाणकं तदा किं स्यात् ॥१६॥**

वस्तु=ઘટપટ વગેરે ગ્રાહ્ય જે વસ્તુ તે एकचित्ततन्त्र=એક ચિત્તને અધીન-એક ચિત્ત ટકે તેટલો સમય માત્ર જ ટકનારૂં न च=હોઈ શકતું નથી જ-શા કારણે?-तदा=જ્યારે તે જ ચિત્ત વિષયાન્તરમાં ચોંટે અગર તો નિરુદ્ધ થઈ જાય ત્યારે तत्=તે ચિત્તનો વિષય બનેલી વસ્તુ अप्रमाणकं=પ્રમાણરૂપ ચિત્ત દ્વારા ગૃહીત ન થતી હોઇને किं स्यात्=શું નાશ પામે?-કે પછી પહેલાંની માફક જ રહે?

અર્થાત્ ક્ષણિક ચિત્ત ક્ષણભરને માટે જ વર્તે. તે ક્ષણ પૂરી થતાં તે ચિત્ત ચાલી જાય. અને બૌદ્ધવાદીના મતે વર્તમાનકાલિક ચિત્તે જ પદાર્થોનો સદ્‌ભાવ છે. અતીત કે ભાવિ ક્ષણોમાં વસ્તુ નથી. તો એ વાત પણ અશક્ય છે. જો વસ્તુ એક ચિત્તના સમય સુધી જ રહેતી હોય તો તો તે ચિત્ત ચાલી જતાં તે ચિત્તથી પકડાયેલી વસ્તુઓ પણ ચાલી ગઈ હોત. પણ એમ વસ્તુ ચિત્તના વિનાશે નાશ પામતી નથી. ખાસ્સી રહે છે. આથી ચિત્તક્ષણમાત્રભાવિ જ વસ્તુ નથી. અને આથી પણ ચિત્ત અને વસ્તુ ઉભય ભિન્ન છે.

અર્થાત્ પ્રશ્ન આ છે. ચિત્તથી ભિન્ન, પણ તે ચિત્તને જ માત્ર અધીન એવી જે ચિત્તાત્મક ચીજને સ્વીકારવામાં આવે છે તેનું કારણ શું! ચિત્ત તેનું કારણ છે કે બીજું કાંઇ? જો વસ્તુનું કારણ ચિત્ત હોત તો વિજ્ઞાનવાદનો પ્રસંગ જ ખડો થાય છે અને તે તો દૂષિત છે. એ ઉપર જેવું જ છે. જો બીજો વિકલ્પ સ્વીકારો તો વસ્તુના ગ્રાહકનો અભાવ આવે. તો પણ સામેની વસ્તુ અકસ્માત જ કેવી રીતે નાશ પામે? ગ્રહણના અભાવે કાંઇ ગ્રાહ્યનો અભાવ થઈ જાય એવું તો કોઇ દર્શન નથી! આંખના અભાવે રૂપ કાંઈ ઓછું ઓગળી જાય! કાનના અભાવે સંગીત કાંઈ મરી

જાય ખરું ? તો જો વસ્તુ રહેતી જ હોય તો તે એક ચિત્તને જ અધીન, તત્ક્ષણિક ચિત્તને જ અધીન છે એવું કેમ સિદ્ધ થાય! સર્વ ચિત્તને સાધારણ છે એમ કેમ ન સિદ્ધ થાય? ઉલટું વસ્તુ તો સર્વ ચિત્તને સાધારણ અનુભવાય છે. આથી એક ચિત્તને અધીન એટલે કે એક ક્ષણ સુધી જ–તે ચિત્ત પકડે ત્યાં સુધી જ વસ્તુ રહે છે–આ વાત વાહ્યાત્ છે. ॥૧૬॥

હવે બીડાયેલો પૂર્વપક્ષ સામો તર્ક ઉઠાવતાં પૂછે છે કે જો ચિત્તથી ભિન્ન અને સ્વરૂપમાં પ્રતિષ્ઠિત એવી ઘટપટ વગેરે વસ્તુઓ જો હોય જ તો પછી તે વસ્તુ ચિત્તથી હરહંમેશ કેમ જણાતી નથી! અર્થાત્ એકી વખતે તમામ પદાર્થોનું ચિત્તને કેમ જ્ઞાન થતું નથી ? જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છે.—

**तदुपरागापेक्षितत्वात् चित्तस्य वस्तुज्ञाताज्ञातम् ॥ १७ ॥**

चित्तस्य=ચિત્તસત્વને વસ્તુમાત્રનું જ્ઞાન થવા માટે तदुपरागा-पेक्षितत्वात् તે તે ઘટપટ વસ્તુઓના ઉપરાગની અપેક્ષા રહેતી હોવાને કારણે वस्तु= ઘટપટ વગેરે વસ્તુઓ ज्ञाताज्ञातम्=ક્વચિત્ જણાયેલી તો ક્વચિત્ ન જણાયેલ હોય છે.

અર્થાત્ ચિત્તને વસ્તુમાત્રનું એકી વખતે જ્ઞાન થતું નથી. કેમકે ચિત્તને જ્ઞેય વસ્તુના ઉપરાગની અપેક્ષા રહે છે. ઉપરાગ એટલે ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા ચિત્તને પોતાની સાથે જોડી તેમાં–ચિત્તમાં પોતાના આકારનું સમારોપણ અર્થાત્ ચિત્તને વસ્તુમાત્રના જ્ઞાન માટે તે તે ઇન્દ્રિયો દ્વારા વસ્તુ સાથેના સંબંધની અપેક્ષા છે. આથી જે વસ્તુ સાથે તેનો સંબંધ થાય તે વસ્તુનું જ તેને જ્ઞાન થાય. જેની સાથે સંબંધ ન થાય તેનું તેને જ્ઞાન થતું નથી. અર્થાત્ દુનિયાના પદાર્થો તો છે લોહચુંબક જેવા અને ચિત્ત છે લોખંડની કણી જેવું. લોહચુંબક જેમ લોહને તેમ આ પદાર્થો પરિણામશીલ ચિત્તને ઇન્દ્રિયો દ્વારા બહાર ખેંચી પોતાની સાથે સંયોજિત કરે છે. પોતાના રંગે તેને રંગી દે છે. મજીઠ જેમ વસ્ત્રને તેમ પદાર્થો ચિત્તને આત્મરંગે રંગે છે. આથી જે વિષય ચિત્તને પોતાના રંગે રંગે તે વિષય જણાયેલ થાય છે. બીજો નહીં. ॥ ૧૭ ॥

આમ જે વસ્તુનો ચિત્ત ઉપર રંગ જામે તેજ વસ્તુ ચિત્તને જણાયેલી હોય છે. બીજી નહીં–એમ સિદ્ધ થયું. તો અહીં વળી એક શંકા સ્વાભાવિક રીતે જન્મે છે. જેમ વિષયનો ઉપરાગ થાય તેજ પરિણામશીલ ચિત્તને

વિષયનું વેદન થાય છે–તેમ પુરૂષને પણ જ્યારે ચિત્તનો ઉપરાગ પ્રાપ્ત થાય ત્યારે જ ચિત્તનું વેદન થાય! તો ક્વચિત્ પુરૂષને પણ ચિત્તની વૃત્તિનું વેદન ન પણ થાય! કેમકે પુરૂષ પણ જ્યારે નીલ વસ્તુને જાણતો હોય છે ત્યારે પીત વસ્તુને જાણતો હોતો નથી! આથી તેને પણ જ્ઞાન ક્વચિત્ થાય અને ક્વચિત્ ન થાય! અને જો તેમ થાય તો તે પણ ચિત્તની પેરે જ પરિણામી ગણાય! અર્થાત્ તે તે વિષયાકાર ચિત્ત વૃત્તિઓ પણ હંમેશાં ન જણાય! આનો જવાબ વાળતાં ભગવાન પતંજલિ એક કાંકરે બે પક્ષીઓ મારતાં કહે છેઃ—

**सदा ज्ञाताः चित्तवृत्तयः तत्प्रभोः पुरुषस्य अपरिणामित्वात् ॥१८॥**

- चित्तवृत्तयः=તે વિષયોને લગતી ચિત્તની વૃત્તિઓ सदा=હંમેશાં ज्ञाताः= પકડાય જ છે, કદી પણ ન પકડાતી હોય એમ નથી.–શાથી?– તો तत्प्रभोः તે સવૃત્તિક ચિત્તનો પ્રભુ–સ્વામી–ભોક્તા पुरुषस्य=પુરૂષનું अपरिणामित्वात्=ચિત્તની પેરે પરિણામિત્વ નથી તેથી.

અર્થાત્ આ શંકામાં વજૂદ હોત–જો પુરૂષ પરિણામી હોત તો. ચિત્તની પેરે તેનો ભોક્તા પુરૂષ જો પરિણામી હોત તો જરૂર શબ્દાદિ વિષયોની માફક તેને લગતી ચિત્તવૃત્તિઓ પણ જ્ઞાત કે અજ્ઞાત થાત. કેમકે પુરૂષ પરિણામી હોત તો કોઈ દિવસ પણ તેને અંધત્વનો સંભવ હોત. પરંતુ પુરૂષ પરિણામી નથી. કેમકે તે કૂટસ્થનિત્ય છે. આથી તેને તો ચિત્તની વૃત્તિઓ સદા જ્ઞાતજ હોય છે. કદી અજ્ઞાત રહેતી નથી. અર્થાત્ પુરૂષ સ્વરૂપે હંમેશાં "अविपरिलुप्तचैतन्यस्वभाव"–કદી પણ ન લુપ્ત થતાં ચૈતન્યરૂપી 'સ્વભાવવાળો છે. અને આથી તેને માટે કોઈ વૃત્તિ અણજાણી રહી શકતી નથી. આમ કૂટસ્થનિત્ય અપરિણામી ચૈતન્ય પ્રકાશ સ્વરૂપ પુરૂષને માટે ચિત્તવૃત્તિઓ સદા જ્ઞાત જ રહે છે! અર્થાત્ પુરૂષ અખંડ પ્રકાશ સ્વરૂપ છે. આમ જેમ ચિત્ત અને વિષયો એકમેકથી ભિન્ન અને સ્વપ્રતિષ્ઠ હકીકતો છે તેમ ચિત્ત અને પુરૂષ પણ પરિણામિત્વ અને અપરિણામિત્વના કારણે એકમેકથી ભિન્ન સ્વપ્રતિષ્ઠ હકીકત સ્વરૂપ છે. અર્થાત્ ચિત્તથી આત્મા જૂદો છે. અને આથી જ એનું કૈવલ્ય સંભવે છે. ॥૧૮॥

વળી ક્ષણિક વિજ્ઞાનવાદી શંકા ઉઠાવે છે કે ચિત્તથી ભિન્ન તે ચિત્તનો પ્રભુ–ભોક્તા એવો કોઇ આત્મા–અપરિણામી આત્મા નથી. અને તે ચિત્ત સ્વયં સ્વપ્રકાશ અને ક્ષણિક છે! શંકાનો નિરાસ કરતાં ભગવાન પતંજલિ કહે છેઃ—

તત્=તે ચિત્ત સ્વાભાસં=સ્વપ્રકાશ ન=નથી. કેમકે દૃશ્યત્વાત્=તે દર્શનનો વિષય થાય છે. જડ છે. ઘટપટ વગેરેની પેરે પરિણામી છે.

અર્થાત્ ક્ષણિક વિજ્ઞાનવાદીનો આ અસ્થાને મતિવિભ્રમ છે! ચિત્તથી ભિન્ન આત્મા છે જ. અને ચિત્ત સ્વપ્રકાશ નથી પણ પરપ્રકાસ્ય છે. અર્થાત્ ચિત્ત સ્વયં ગ્રાહ્ય છે અને પુરુષ તેનો વેત્તા છે. જે કાંઈ દૃશ્ય હોય તે જડ હોય છે એવો નિયમ છે. ચિત્ત દૃશ્ય છે. આથી તે જડ છે. જડ હોઇને તે સ્વપ્રકાશ નથી. ઊલટું આત્માના પ્રકાશે તે પ્રકાશિત થાય છે. જડ હોઇને અપ્રકાશ અને આથી તે પણ પરિણામી જ છે! ચિતિ અને ચિત્તનો ભેદ અતિસૂક્ષ્મ હોવાને લઇને અને બન્ને સ્વરૂપે મૂળમાં ખૂબ શુદ્ધ હોવાને લઇને એકબીજાથી ભિન્ન પકડાતાં નથી. પણ એ તો તર્કાનુમેય છે. અને સ્વાનુભવસાધ્ય છે. દૃશ્ય હોવાથી-સમજાતું હોવાથી-પકડાતું હોવાથી-ઘટપટ પદાર્થોની પેરે જ ચિત્ત પણ જડ જ છે. પરિણામી છે અને એ પરિણામીનો આપણો આત્મા અખંડ પ્રકાશક હોઇને સાક્ષી છે. આથી એ ચિત્ત સાક્ષીવેદ્ય છે. અને આથી સ્વપ્રકાશ નથી ॥૧૯॥

વળી આત્મા અને ચિત્ત એ જો ભિન્ન ન હોય, અને ચિત્ત જ આત્મા હોય તો પછી ક્ષણિક વિજ્ઞાનવાદીના મતે ક્ષણિક ચિત્ત માટે બીજો એક અપરિહાર્ય દોષ આવીને ઉભો છે—એ દોષ તરફ આંગળી ચીંધતાં ભગવાન પતંજલિ કહે છે:—

**एकसमये च उभयानवधारणम् ॥ २० ॥**

च=અને વળી, એટલે કે આ બીજું દૂષણ છે એ સૂચવવા 'च' કારનો પ્રયોગ છે. एकसमये=એકી વખતે-એક જ ક્ષણે उभयानवधारणम्= પોતાનું અને પોતાનાથી ભિન્ન એવા પદાર્થોનું અવધારણ ગ્રહણ નહીં થાય!

ક્ષણિક વિજ્ઞાનવાદીના મતે ચિત્ત ક્ષણિક છે. તે માત્ર ઉત્પત્તિની ક્ષણ પુરતું જ ટકે છે. ઉત્પત્તિ પછીની ક્ષણમાં તે રહેતું નથી અને તેના મતમાં જે ઉત્પત્તિ તેજ ક્રિયા અને તેજ કારક છે. બીજાઓની પેરે પહેલાં ઉત્પત્તિ, પછી ક્રિયા, પછી કારક એવું નથી. भूति र्येषां क्रिया सैव कारकं सैव चोच्यते-જે ઉત્પત્તિ, તેજ ક્રિયા અને તેજ તેમને મત કારક છે. આવો તેમનો મત છે. તો એ મત પ્રમાણે તો ચિત્ત જે ક્ષણે ઉત્પત્તિરૂપી ક્રિયાએ પોતાનું ધારણ કરશે-તેજ ક્ષણે બીજા—ચૈત્ય—પદાર્થોનું ધારણ નહીં કરી શકે. અવિલક્ષણ ક્રિયાદ્વારા વિલક્ષણ કાર્યદ્વય કેવી રીતે ઉપજી શકે? આથી તેજ ક્ષણે-ચિત્તની પોતાની ઉત્પત્તિની

ક્ષણે તો ચૈત્ય પદાર્થના ગ્રહણરૂપ બીજો વ્યાપાર સંભવી નહીં શકે. અને તે પછીની ક્ષણે તો ચિત્ત સ્વયમેવ ટળી જાય છે. તો પછી ટળી ગયેલાં ચિત્તને માટે પદાર્થગ્રહણ કરવાની આશા જ શી? આથી ક્ષણિક વિજ્ઞાનવાદીને મતે એકી વખતે ચિત્ત અને ચૈત્ય બંનેનું ધારણ કેમે કરીને સંભવતું નથી. આથી અનિચ્છાએ પણ ચિત્તથી ભિન્ન અને ચિત્તનો પણ સાક્ષી એવો આત્મા સ્વીકાર્યે જ છૂટકો છે! અર્થાત્ અપરિણામી કૂટસ્થ નિત્ય અખંડ સ્વપર પ્રકાશ આત્મા છે.

હાર્યો જુગારી બમણું રમે–એ ન્યાયે વળી ક્ષણિક વિજ્ઞાનવાદી શંકા ઉઠાવે છે. ભલે ચિત્ત દશ્ય હોઈને પોતાનું સંવેદન ન કરતું. તો પણ તમારો 'આત્મા' 'છે' એમ સિદ્ધ થતું નથી. અમારા મતે તો ક્ષણિક ચિત્તની એક/અનન્ત અભંગ સંતતિજ ચાલ્યા કરે છે. પ્રતિક્ષણે નવું ચિત્ત ઉપજે છે. તો એક ચિત્ત જેમ દશ્ય પદાર્થોને જોનારૂં ચિત્ત એની પછીની તરતની જ ક્ષણમાં ઉપજતાં ચિત્તનું દશ્ય થતી શકે છે. એમ અનન્ત કાળ સુધી એક પછી એક આવતું ચિત્ત પૂર્વપૂર્વના ચિત્તનું ગ્રહણ અને પ્રકાશન કરી શકે. અર્થાત્ ઉત્તરક્ષણનું ચિત્ત જ પૂર્વ ક્ષણના ચિત્તનું ગ્રાહક થઈ શકે. તો પછી આત્માને ઘુસાડવાની ક્યાં જરૂર છે? આ વિચારણામાં રહેલા દોષનો નિર્દેશ કરતા ભગવાન પતંજલિ કહે છેઃ—

**चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेः अतिप्रसंगः स्मृतिसंकरश्च ॥ २१ ॥**

चितान्तर दृश्ये=ચિત્તાન્તર એટલે એક ચિત્તથી બીજું ચિત્ત. તો પાછળના ચિત્તથી જો પહેલું ચિત્ત ગ્રાહ્ય થાય–દશ્ય–થાય–પકડાય–પ્રકાશિત થાય એમ માનો તો बुद्धिबुद्धेः=અહીં બુદ્ધિ એટલે વૃત્તિજ્ઞાન. અને એ વૃત્તિજ્ઞાન જ વિજ્ઞાનવાદીઓનું ચિત્ત છે. એક ચિત્તનું ગોચર બનતું બીજું ચિત્ત, પણ ચિત્તજ હોઇને વળી ત્રીજા ચિત્તનું ગોચર થાય–અને એ ત્રીજું ચિત્ત વળી ચોથાનું એમ એટલે કે ચિત્તનું ચિત્ત–તેનું ચિત્ત–એમ अतिप्रसंगः= એટલે કે અનવસ્થા દોષ આવે છે. અને તે ઉપરાંત તેથી स्मृतिसंकरश्च=તે તે ચિત્તોથી એકી વખતે જન્મતી એવી આ 'નીલવિષય સ્મૃતિ' "આ નીલચિત્ત વિષય સ્મૃતિ' આ નીલચિત્તચિત્ત વિષય સ્મૃતિ' એવા વિવેકના અભાવનો પ્રસંગ થાય!

અર્થાત્ અહીં રહસ્ય આ છે. વિજ્ઞાનવાદીની માન્યતા જો મંજૂર રાખીએ તો શું થાય? એક તો ચિત્તની અનન્તતાનો પ્રસંગ આવે. બીજો સ્મૃતિઓની સંકરતાનો પ્રસંગ આવે. અને એ બન્ને પ્રસંગો અફલવાળાઓ

સ્વીકારી શકે એમ નથી. કેમકે અક્કલ તેની વિરૂદ્ધ જાય છે. કેવી રીતે? તો પહેલું ચિત્ત ધારો કે સામે પડેલાં ગુલાબી ફૂલને લગતું હોય તો ગુલાબી ફૂલને લગતું તે પહેલું ચિત્ત. હવે પહેલું ચિત્ત એની પછી તરત જ આવતાં બીજાં ચિત્તનું દશ્ય છે. આથી બીજું ચિત્ત, ગુલાબી ફૂલ ચિત્તવાળું થાય. હવે આ બીજું ચિત્ત પણ ચિત્ત જ છે. એટલે એનું ગ્રહણ વળી ત્રીજું ચિત્ત કરશે તો તે ત્રીજું ચિત્ત ગુલાબી ફૂલ ચિત્ત-ચિત્ત-ચિત્તવાળું હશે. અને આ ત્રીજું ચિત્ત પાછું ચોથું ચિત્તની અપેક્ષા રાખશે. આમ એક વિષયના અનુભવના સમયે અનન્ત ચિત્તોની પ્રાપ્તિ આવીને ઉભી રહેશે. આ પહેલો દોષ છે.

હવે બીજો દોષ આ પહેલામાંથી ફૂટે છે. જેવું ચિત્ત તેવી જ સ્મૃતિ હોય છે એવો નિયમ છે. ચિત્ત જો અનન્ત છે તો તો પછી સંસ્કારોની જાગૃતિ થતાં એકી વખતે અનન્ત સ્મૃતિઓ આવીને ઊભી રહે! અને અનન્ત સ્મૃતિઓ જો એકી વખતે આવીને ઉભે તો સ્વસ્થ માણસ પણ કઈ સ્મૃતિ કયા ચિત્તની છે એનો નિર્ભેળ વિવેક ન કરી શકે! એકી વખતે અનન્ત સ્મૃતિની ધાડ આવી ઉભે તો શાણો પણ ગાંડો બની જાય એ વાત તો આઘે જ રાખો! આમ અનુભવ અને તર્કની વિરૂદ્ધ જતી વાતનો શાણો સ્વીકાર કેમ કરી શકે? ॥ ૨૧ ॥

આમ ચોમેરથી તંગ થયેલ વિજ્ઞાનવાદી કાંઈ એમ ગાંજ્યો જાય એમ નથી. યોગીને જ ગળચીમાં પકડવાનો હવે એ દાવ ખેલવા માંડે છે. એ કહે છે-ભલા! ચિત્ત જો સ્વપ્રકાશ નથી, ચિત્તાન્તર દશ્ય પણ નથી તો બતાવ કે તારો આત્મા પણ તે ચિત્તનું સંવેદન કેવી રીતે કરી શકે? કેમકે જેમ ઇન્દ્રિયો વિષયોમાં સંક્રમિત થાય છે તેમ તારો આત્મા સંક્રમિત તો થતો નથી. કેમકે તે આત્મા તો નિષ્ક્રિય છે. તો પછી તે સંક્રમણના અભાવે તેનો ચિત્ત સાથે સંબંધ જ ન થાય! અને ચિત્ત સાથે જો સંબંધ જ ન થાય તો પછી ભોગની જ અસિદ્ધિ થઈને ઉભી રહે! બોલ, યોગી! આનો શો જવાબ છે! ભગવાન પતંજલિ સસ્મિત વદને કહે છેઃ-

**चितेः अप्रतिसंक्रमायाः तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥ २२ ॥**

अप्रतिसंक्रमायाः=વિષયની સાથેના સંબંધના કારણરૂપ વૃત્તિ સ્વરૂપ સંચાર એટલે પ્રતિસંક્રમ. એ પ્રતિસંક્રમ, અપરિણામી હોઇને જેનો નથી એવી અપ્રતિસંચારશીલ चितेः=ચિત્ શક્તિ, ચિત્કલેવર, ભોક્તા પુરૂષ, સ્વામી, આત્માનું तदाकारापत्तौ=तत्=શબ્દ અહીં ભોગ્ય ચિત્તનો વાચક છે.

તે ચિત્તમાં પ્રતિબિંબિત થયેલો હોઈને, તે ચિત્તના આકારના સમાન આકારની પ્રાપ્તિ થતાં-ચૈતન્યનું પ્રતિબિંબ પ્રાપ્ત કરેલા ચિત્તનું અનુકાર-માત્રતાથી, તે ચિત્તની વૃત્તિથી અભિન્ન વૃત્તિવાળા હોવું એજ તેનું સ્વબુદ્ધિસંવેદનમ્=પુરુષનું-સ્વામીનું ભોક્તાનું .પોતાના ભોગ્ય સ્વરૂપ ચિત્તનું સંવેદન એટલે કે દર્શન છે!

અર્થાત્ યોગી કહે છે ભલા! વિજ્ઞાનવાદી! તારો ભ્રમ અસ્થાને છે. અમારો આત્મા તો નિષ્ક્રિય જ છે. અપરિણામી જ છે. અને આથી જ અપ્રતિસંક્રમ છે. એટલે કે એ આત્માને પોતાનું સ્થાન તજી ક્યાંયે જવાપણું નથી જ. સામે ઉડીને જવું એટલે પ્રતિસંક્રમ. આ પ્રતિસચાર અમારા આત્મામાં-ચિતિશક્તિમાં નથી. એટલે કે અમારો આત્મા પોતાના સ્વરૂપમાંથી ઉડીને ચિત્તને કદી ભેટવા જતો નથી. એ એના ગૌરવની બહારની વાત છે! અને છતાં આત્મા અને ચિત્તનો સ્વસ્વામીભાવ હોય છે. ભોગ્ય ભોક્તાભાવ બુદ્ધિગમ્ય છે. અમારો આત્મા તો ચન્દ્ર જેવો છે ચન્દ્ર જેમ સરોવરમાં તેમ અમારો આત્મા ચિત્તના સરોવરમાં પ્રતિબિંબિત થાય છે એમ સમજવા પૂરતો માની લે. તો જેમ ચંદ્રની પોતાની કોઈપણ ક્રિયા સિવાય જ સરોવરનું નિર્મલ નીર અચલ ચન્દ્રને ચલ બનાવે, સરોવરના હંસની શોભા અપાવે એમ ચિતિ-શક્તિના કોઈપણ વ્યાપાર વિના જ પોતાનામાં સંક્રાન્ત થયેલાં ચિતિના પ્રતિબિંબિને ચિત્તજ પોતાનામાં રહેલી ક્રિયા દ્વારા જાણે ક્રિયાવતી હોય એમ દર્શાવે છે. મૂળમાં ચિત્તમાં અસંગ છતાં જાણે સંગવતી હોય એમ દર્શાવે છે! અને આમ ચિત્તજ પોતાની ભોગ્યતા છે એમ દર્શાવી પુરુષનો ભોક્તાભાવ પેદા કરે છે! "વૃત્તિ સારુપ્યમિતરત્ર",-એ સૂત્રમાં આજ અર્થ આગળ પણ બતાવ્યો છે અર્થાત્ સો વાતની એક વાત એ છે કે આ તો રિચનસ્ય ગતિઃ ચિન્તનીયા-એ ન્યાયે ચિતિ અને ચિત્તનો જે સંબંધ દેખાય છે તે દૃષ્ટાન્ત દ્વારા સમજાવવા પૂરતોજ આ પ્રયત્ન છે બાકી પુરુષને કદી-ત્રણે કાળમાં ચિત્ત કે ચૈત્ય પદાર્થો સાથે સંબંધ હતો જ નહી! એ ભોક્તા હતો જ નહીં! અને એટલુંજ બનાવવા માટે આ ભારે ઉપક્રમ છે! એનો ભોક્તાભોગ્યભાવ પ્રતિબુદ્ધ જીવોને મન અજ્ઞાનનો જ એક મહાચમત્કારો છે! એ ભોક્તા નથી માટે જ તો એનો મોક્ષ છે! સત્ય ખૂબ સાદું છે અને આથી જ એ સમજાતાં વાર લાગે છે! સત્યની એ જ તો ખૂબી છે! અધ્યસ્ત વસ્તુનો કોઈ દિવસ સાચો સદ્ભાવ હોતો નથી! આત્મા ઉપર ચિત્ત અને તે દ્વારા સમસ્ત સંસારભાવનો અધ્યાસ જ છે! અને અધ્યાસ હોવાથી જ એનો

આત્મામા વાસ્તવિક સદ્‌ભાવ નથી અને આથી જ અપવાદથી એ દૂર થઈ શકે છે યોગ અધ્યારોપનો અપવાદ કરીને કૃતકૃત્ય થઇ જાય છે। અધ્યારોપિત વૃત્તિ સરૂપતાને ભૂસી નાખી પોતાના નિજરૂપની ઝનક છતી કરવી એજ યોગનુ કર્તવ્ય છે। યોગશાસ્ત્રમા આટલે આવ્યા પછી આ વાત વધુ સમજાવવાની રહેતી નથી કેમકે પિષ્ટપેષણનો એમા ડર છે ॥૨૨॥

આમ પુરૂષ છે ચિત્તથી ભિન્ન છે કેવળ ચિન્માત્ર છે શુદ્ધ છે બુદ્ધિવૃત્તિની પાછળ પાછળ જોતો હોઇને દ્રષ્ટા છે સ્વતસિદ્ધ છે અને ચિત્ત પુરૂષથી સવેદ્ય છે તો પછી વિજ્ઞાનવાદી ચિત્તને જ કેમ દ્રષ્ટા અને દ્રશ્ય માને છે? અર્થાત્ વિજ્ઞાનવાદી જેવા ઝીણવટભરી બુદ્ધિશાળીને આવો ભ્રમ થવાનુ કારણ શુ હશે? વિજ્ઞાનવાદીના વિચારદોષનુ મૂળ બતાવતા ભગવાન પતજલિ ભણે છે –

**द्रष्टृदृश्योपरक्त चित्त सर्वार्थम् ॥ २३ ॥**

દ્રષ્ટૃદૃશ્યો–દ્રષ્ટા એટલે ચેતન પુરૂષ શબ્દ વગેરે વિષયોનો સમુદાય એટલે દ્રશ્ય તે બન્નેથી રગાયેલુ તે બન્નેના પ્રતિબિબદ્વારા બધાયેલુ હોઇને ચિત ચિત્તત્વ– સર્વાર્થમ્–ગૃહીતા ગ્રહણ ગ્રાહ્ય ભેદે ભિન એવા તમામ પદાર્થાકાર ભાસે છે અને આથી વિજ્ઞાનવાદીને ભ્રમ થઈ આવે છે

જેમ એક સ્ફટિક મણિની બન્ને બાજુએ લાલ પીળા નગ મૂકવા હોય તો તે બન્નેનુ સ્ફટિકમા પ્રતિબિબ પડે છે એ રગના રાગથી તે સ્ફટિકમણિ સ્વરૂપે એક હોવા છતા જાણે વિરગી દેખાય છે। તેજ મુજબ ગૃહીતા અને ગ્રાહ્યસ્વરૂપ દ્રષ્ટા અને દ્રશ્યનુ પ્રતિબિબ પડ્યુ હોવાથી યદ્યપિ ચિત્ત તો ગ્રહણ સ્વરૂપે એક છે છતા ગ્રાહ્ય–ગ્રહણ–ગૃહીતા એ ત્રણે રૂપે ભાસે છે। એ ચિત્તના ત્રણ રૂપે અવભાસને ભાળીને, વિવેકી સમજના અભાવને લઈને બીચારો વિજ્ઞાનવાદી ચિત્તને જ આત્મા અને વિષય તરીકે માની બેસે છે કેમકે દ્રષ્ટા અને દ્રશ્યના ઉપરાગવાળુ ચિત્તજ તેમની ભ્રાન્તિમા નિમિત્ત છે ॥૨૩॥

જેમ ગ્રહણ પહેલા અને પછી પણ થોડો વાર વેધની અસર ચાલુ રહે છે તેમ અજ્ઞાન જાય તે પહેલા અને ગયા પછી પણ તેનો ભોગ થોડો વખત સુધી ચાલુ રહે છે દ્રષ્ટા–દ્રશ્યના રગે રગાયેલુ ચિત્ત જાણે ત્રણ રૂપવાળુ હોય એવુ માત્ર ભાસે છે અને ભાસવા માત્રથી તો તે તેવુ થઈ જતુ નથી એમ તો દોરડીમા સાપ ભાસે તો દોરડીનો સાપ થઇ

જવો જોઇએ. આ આટલું સ્પષ્ટ છે છતાં હવે બીજી રીતે પૂર્વપક્ષી દલીલ કરે છે. તેની દલીલનું રહસ્ય આ છે. ચિત્ત અનન્ત પ્રકારની ભોગવાસનાથી ભરપૂર છે. તો વાસનાઓથી કાબરચિતરું થયેલું એ ચિત્ત જ છોને આત્મા બનતું! કેમકે ચિત લોકપ્રસિદ્ધ છે. આત્મા અપ્રસિદ્ધ છે. એટલે કે ચિત્તથી ભિન્ન એવો કોઇ આત્મા છે એ સૌને જાણીતું નથી! તો પછી જગતને અણજાણ્યા એવા ચિત્ત ભિન્ન આત્માની કલ્પના કરી ગૌરવદોષ વહોરવાની શી આવશ્યકતા છે? આવી પોલી દલીલનો સચોટ રદીઓ આપતાં, ચિત્તથી ભિન્ન આત્મા છે, એમ બુદ્ધિપૂર્વક સિદ્ધ કરતાં ભગવાન પતંજલિ કહે છેઃ-

**तद् असंख्येयवासनाभिः चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २४ ॥**

असंख्येय०=ગણી ગણાય નહીં એટલી કલેશ અને કર્મની વિપાક આણનારી વાસનાઓથી चित्रम् अपि=કાબરચીતરું હોવા છતાંય તે ચિત્ત परार्थं=પરાર્થ જ છે એટલે તેનાથી ભિન્ન એવા આત્માના અર્થે એટલે કે ભોગ અને અપવર્ગાર્થે જ હોય છે નહી કે સ્વાર્થે, જેથી એ આત્મા થાય.-આ કેમ જાણ્યું ?-તો કહે છે -संहत्य०=ઘર વગેરેની માફક દેહઇન્દ્રિય વગેરે સહકારીઓ સાથે મળીને પ્રયોજનવતી ક્રિયા સાધતું હોઇને એ આત્મા નથી.

અર્થાત્ યદ્યપિ ક્લેશ કર્મની વાસનાઓનો કોઇ આરો નથી-અને તેને લગતા જાત્યાયુર્ભોગરૂપી વિપાકો પણ ચિત્તને આશ્રયે જ છે અને એ બધાં ચિત્તને આશ્રયે હોઇને ચિત્ત જ ભોક્તા તરીકે થઈ બેસવા સંભવ છે છતાં પરમાર્થ દૃષ્ટિએ તે ભોક્તા થઈ શકતું નથી. કેમકે તે દેહેન્દ્રિયાદિ સાથે મળીને પરાર્થે વર્તે છે એમ જોવામાં-અનુભવવામાં આવે છે. જેમ ઘર ઘરને પોતાને માટે નથી હોતું પણ પોતાથી ભિન્ન પોતાના સ્વામીને માટે હોય છે તેમ ચિત્ત, જે પોતાનાથી ભિન્ન પર એવા આત્માને માટે ભોગ અને અપવર્ગ, ઇતર સાથે ભેગાં મળીને સાધે છે, તે ઇતર-પર આત્મા જ ભોક્તા છે.

અર્થાત્ આત્મા ચિત્તથી ભિન્ન છે અને ચિત્ત અને તેની પરિણામ પરંપરા તેને માટે છે. આથી તો મોક્ષ સંભવી શકે છે. કેમકે બે વસ્તુઓમાં જે જેને માટે છે તે તેનાથી ભિન્ન જ હોય છે. આથી ચિત્તથી ભિન્ન અને ચિત્તનો ભોક્તા પુરૂષ છે એમ નિર્બાધ સિદ્ધ થાય છે!

પ્રિય ભાઇ! અત્યાર સુધીની ઝીણી ચર્ચા કદાચ સૌને ઉપયોગી નહીં થાય. સૌને એમાં રસ નહીં પણ પડે સૌને એમાં ગમ પણ નહીં પડે-એવો આક્ષેપ આવવા સંભવ છે. પણ શું થાય? શાસ્ત્રીય જ્ઞાન photographic હોય છે! એમાં ઝીણામાં ઝીણી વિગતો પણ વણપકડી

ન રહેવી ઘટે. સંપૂર્ણ છણાવટની દૃષ્ટિએ અગત્યની થઇ પડે છે અને દર્શન જ કરવું હોય તો પછી આથી પણ ઝીણી વિગતો હોય તો ય તેને ચર્ચવી જ રહે છે. આત્મા છે એ સિદ્ધ કરવા માટે લીધેલો પરિશ્રમ-ઋષિએ ધીરજથી પ્રવર્તાવેલી ખોજ આપણે માટે પ્રેરણા અને આનન્દનો વિષય હોવો જોઇએ અને તત્ત્વજ્ઞાનના રસીયાઓને તો જમણના રસીયાની માફક મુખ્ય પકવાન સાથે ઈતર ચટણી રાયતાં જોવાની પણ લ્હેજત હોય જ છે! આથી જમ્યા પછી કોઈ શું જમ્યા એમ પૂછે તો જેમ આપણે મુખ્ય પકવાન્નનુંજ નામ લઈએ છીએ તેમ આપણે પણ અહીં-આ ચર્ચાનું મુખ્ય લક્ષ્ય જ ધ્યાનમાં લેવું રહે છે. આત્મા દેહાદિ ચિત્તાન્ત પદાર્થથી ભિન્ન છે એ બુદ્ધિપૂર્વક જાણવાનું ફળ જ છે મોક્ષ. તેનો ઉપાય છે યોગ. તો હવે પછીના ગ્રંથ વિભાગને આગળ ઉપર જોવાનું રાખી આ અતિશય લાંબા થઇ ચૂકેલા પત્રને અહીં જ ટૂંકાવીએ.

લિ. ભાઈના હેતવંદન.

---

## (૯૮)

પ્રિય ભાઇશ્રી,

આજે રવિવાર છે. ઇશ્વરે પણ એ દિવસે આરામ કરેલો એવો ખ્રિસ્તી પ્રજાનો અર્થસૂચક અભિપ્રાય છે! આરામને પણ જીવનમાં યોગ્ય સ્થાન હોવું જોઇએ ને? નિરન્તર પ્રયત્ને તો જલદી ઘડપણ આવે! આથી ઇશ્વરને જ આરામ લેતો વર્ણવી માનવને પણ આરામ જોઇએ જ એવો અભિપ્રાય જો તારવીએ તો તેમાં નર્યું ડહાપણ તો છે જ. આમ છતાં આરામ લેવા પ્રત્યે મન વળતું નથી. સૂવાનો પ્રયત્ન કર્યા છતાં મન જો જાગતું જ રહેતું હોય-મનોરથે ચડીને મહાલતું જ હોય તો તો પછી એ 'બાબરા ભૂત' ને કાર્યમાં જોડ્યું જ વધારે ઉચિત છે! યોગ્ય કાર્યમાં સંલગ્ન મન સંતોની સંસ્કૃતિ સર્જે છે. અયોગ્ય કર્મમાં કે નવરા તરંગોમાં તરતું મન સેતાનની સૃષ્ટિ સર્જે છે! આ કોનો અનુભવ નહીં હોય? આથી મનને તો ઉચિત કાર્યમાં જ લગાડવું રહે છે! અને ભગવાન પતંજલિની સોબત કરતાં એને વધુ સારી સોબત પણ ક્યાં મળશે? સાચું પૂછો તો બીજાં અનેક કામો અધુરાં પડ્યાં છે, છતાં તે કરવા દીલ નથી થતું. યોગવર્ણનેજ એ ખુશ રહે છે! અસ્તુ. તો એને યોગનો જ ખોરાક મળો.

ગયા પત્રમાં અનન્ત વાસનાઓથી કાબરચીતરૂં થયેલું હોવા છતાં ચિત્ત ચિત્તને માટે નથી પણ ચિત્તના સ્વામી–પુરૂષને માટે છે. એ પરાર્થ છે. પરગજુ છે–એ જોયું! અર્થાત્ ચિત્તથી 'પર' આત્મા છે. અને આટલું આત્મા છે–આટલું સિદ્ધ થાય તો તે કાંઈ ઓછું મહત્વનું છે! ચિત્તથી ભિન્ન, ચિત્તે અર્પેલા ભોગ ભોગવતો, આત્મા છે–એ સ્વીકારમાં જ ધારે તો ભોગને નકારી પોતે પોતાનામાં વસી શકે છે એનો સ્વીકાર છે! આત્મા ચિત્તદત્ત ભોગો આરોગે છે એજ એની હીણપત છે! એ સમ્રાટ્ હોઇ પરોપકાર લે કે કરે? આપણો આત્મા એનું સૂક્ષ્મતમ સ્વમાન વીસરી ગયેલ છે! અને એ સ્વમાનના પાઠ એને ભણાવવા માટે યોગશાસ્ત્ર નથી શું? આથી ચિત્તથી ભિન્ન આત્માના પ્રતિપાદનનું પ્રયોજન સમજવું રહ્યું. અર્થાત્ અત્યાર સુધીનાં સૂત્રોમાં જન્મજા વગેરે અનેક સિદ્ધિઓ જોઇ. એ સિદ્ધિઓથી સિદ્ધ ચિત્તો પૈકી કૈવલ્યને માટે ઉપયોગી ચિત્ત કેવું હોઇ શકે તે જોયું. એ ચિત્ત પદાર્થોથી ભિન્ન છે એ સિદ્ધ કર્યું. તે ઉપરાંત એ ચિત્તથી તેનો દ્રષ્ટા પુરૂષ ભિન્ન છે એવું યુક્તિપૂર્વક પ્રતિપાદન કર્યું. આ ભેદ જ કૈવલ્યનું મૂળ બીજ છે. તો એ ચિત્તથી આત્મા ભિન્ન છે એવી સમજનું જે નિરન્તર અનુશીલન કરે તેવા અધિકારી પુરૂષને તેથી શું ફળે? એ દર્શનનો લાભ શો?–ભગવાન સૂત્રકાર કહે છેઃ—

**विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः ॥ २५ ॥**

વિશેષદર્શીનઃ=પૂર્વે બતાવેલા, ચિત્ત અને પુરૂષનો જે યુક્તિમય વિવેક એટલે વિશેષ. એ વિશેષને ગુરૂ ઉપદેશ દ્વારા તથા યોગના અંગોના અનુષ્ઠાન દ્વારા જોવાનું–સાક્ષાત્કાર કરવાનું જેનું શીલ છે તેવા વિવેકનો સાક્ષાત્કાર કરનારા કુશળ, અધિકારી પુરૂષને *आत्मभावभावना विनिवृत्तिः* આત્મા એટલે પોતાની જાત તેનો–આત્માનો ભાવ એટલે ભૂત ભાવિનું વર્તમાન કાળમાં હોનારાં દેહઇન્દ્રિયાદિ સાથે સંબંધરૂપી જન્મ. તેની ભાવના એટલે હું કોણ હતો, કેમનો હતો, આ બધું શું છે, આ બધું કેમ છે, કેવો હું હોઇશ, કેમનો હોઇશ–વગેરેને લગતી જિજ્ઞાસા. તે જિજ્ઞાસાની વિનિવૃત્તિ એટલે વિશેષ રૂપે નિવૃત્ત થઈ જાય છે.

અર્થાત્ બુદ્ધિ અને પુરૂષના યુક્તિમય વિવેકને સાક્ષાત્કારની સરાણે ચઢાવવો રહે છે. એકલો યુક્તિમય વિવેક પ્રયોજન નહીં સાધે. એ યુક્તિમય વિવેકના આધારે, ગુરુએ બતાવેલી રીતે માણસે યોગાંગોનો અભ્યાસ કરી જાતે એ ભેદનો સાક્ષાત્કાર કરવો જોઇએ. કોઇના કથન માત્રથી અવિદ્યા

નિવૃત્ત થતી નથી. અવિદ્યા જેમ હકીકત છે તેમ અવિદ્યાની વિરોધી વિદ્યા પણ હકીકત હોવી ઘટે. એટલે કે સાક્ષાત્કારમાં જ સંશયમાત્રને શમાવવાની તાકાત છે. તો જે કોઇ જીવાત્મા ગુરુકૃપાથી, આત્મકૃપાથી અને ઇશ્વરકૃપાથી 'વિશેષદર્શી'—એટલે કે બુદ્ધિ અને પુરુષના વિવેકજ્ઞાનનો સાક્ષાત્કાર કરનારો બને છે તેની 'આત્મભાવભાવના' એટલે કે આત્માને લગતી જિજ્ઞાસા-ટળી જાય છે. અર્થાત્ આત્મા વિષે હવે તેને જિજ્ઞાસા નથી. હવે તો હાથમાં રહેલાં આમળાંની માફક સાક્ષાત્ જ્ઞાન છે. હવે એવા જીવને શાસ્ત્ર કે ગુરુ યુક્તિ કે બીજા કોઇના આધારની જરૂર નથી. તેને સ્વયં પ્રતીતિ થાય છે કે હું આત્મા છું. ચિત્ત નથી. તેને સ્વયં પ્રતીતિ થાય છે કે આ બધાંય ચિત્તનો વિચિત્ર અવતાર છે-પરિણામ છે. આત્માનો નથી. અવિદ્યાની ગોદમાં હતો ત્યાં સુધી જન્મમરણાદિની રમતમાં હતો. હવે તો વિદ્યાની સોડમાં હોઇને એને અવિદ્યાનો સ્પર્શ જ દુર્લભ થઇ પડ્યો છે. અવિદ્યા ટળતાં સ્વરૂપની નિરતિશય શુદ્ધિ એ સ્વયં જુવે છે. ચિત્તના ધર્મોથી પોતે સદૈવ અણુબોટયો જ હતો એ એને સ્વયં સમજાય છે! આથી એનું કર્તૃત્વ-ભોક્તૃત્વ વગેરેનું અભિમાન ઓગળી જાય છે! હવે એ પુરુષાભિમુખ હોઇને પરમ પુરુષ તરફ અચલ નિષ્ઠાથી જઇ રહ્યો છે! આમ વિવેકદર્શનમાં અધ્યાસની નિવૃત્તિ છે. ભક્તોની ભાષામાં કહીએ તો હવે એને માયાપરિરંભ છૂટયો છે. હવે એને પરમાત્મંપરિરંભ શરુ થયો છે. પરિરંભ એટલે આલિંગન. પરમાત્માની કૃપાથી આપણને કયારે એ પરિરંભ મળે-એજ જોવાનો એકમાત્ર જીવન સ્વાર્થ હોવો ઘટે. ॥ ૨૫ ॥

તો પરમાત્માની કૃપાથી, ગુરુદેવની દયાથી, સંતોની આશિષથી, માતાપિતાના પુણ્યથી, જાતના જન્મજન્માન્તરના સંચિત સુકૃતથી અને વસુંધરાના ભાગ્યથી જ્યારે આવો કોઇ વિશેષદર્શી પુરુષ પાકે છે ત્યારે તેવાની ચિત્ત-સ્થિતિ કેવી હોય છે? સાચે જ વસુંધરાનું સૌભાગ્ય સમૃદ્ધ હોય તો જ આત્મદર્શી પુરુષ યુગયુગના આંતરે ઉદ્ભવે છે. જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ-

**तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ २६ ॥**

તદા=ત્યારે એટલે કે આત્મભાવની ભાવના ટળતાં-ત્યારબાદ આ વિશેષદર્શી કુશલ પુરુષનું ચિત્તં=ચિત્ત સત્ત્વરૂપી સલિલ, વિવેકનિમ્નં=વિવેક જ છે નિમ્ન-એટલે કે નીચો-રહેવાને યોગ્ય પ્રદેશ જેનો એવું તથા કૈવલ્યપ્રાગ્ભારં=કૈવલ્ય-કેવળતા-મોક્ષ જ છે પ્રાગ્ભાર એટલે કે વહન માટેનો અવધિરૂપ ઉચ્ચ પ્રદેશ જેનો એવું થાય છે.

અર્થાત્ એવા વિવેકી પુરુષનું ચિત્ત હવે પછીની જીવનની ક્ષણે ક્ષણ વિવેક તરફ જ ઢળેલું હોય છે. એવો આત્મદર્શી પુરુષ કદી વિવેક-ભેદ જ્ઞાનથી ઉલટું વર્તી શકતો નથી. અને ક્ષણે ક્ષણ કરેલો વિવેકનો સંચય તેને મોક્ષની કેડી સુધી પહોંચાડે છે. અર્થાત્ જ્યાંસુધી વિવેકનું દર્શન ન્હોતું થયું ત્યાં સુધી તેનું ચિત્ત અજ્ઞાન પંથે સંચરતું હતું. વિષય તરફ ધસતું હતું. હવે એ જ્ઞાનમાર્ગે પરવરે છે. કૈવલ્ય તરફ ધસતું રહે છે. દુનિયાના તમામ મહાન જીવોનું જીવન તપાસતાં આજ સત્ય તરી આવે છે. ભગવાન બુદ્ધ થતાં પહેલાં વિલાસમાં રમતા. પણ વિવેક માટે-સત્ય દર્શન માટે અસહ્ય તીવ્ર આવેગ જન્મતાં અને આત્મદષ્ટા થતાં જીવનભર મહાપ્રબુદ્ધ થયા! શંકરાચાર્ય પણ તેમજ. ભૂતકાળને જવા દઇએ. રાષ્ટ્રપિતા પૂ. બાપુનું જીવન!! એ "વિવેક નિમ્ન અને "કૈવલ્ય પ્રાગ્ભાર" જ હતું ને? અર્થાત્ વિવેકોદય પૂર્વે જીવ માયામુખી હતો. વિવેકોદય પછી જીવ પરમાત્મમુખી થાય છે! અને ક્ષણે ક્ષણ સત્યમય-પરમાત્મમય માનવ વસુંધરાનું સૌભાગ્ય નહીં તો બીજું શું? આ જો વ્યક્તિ અને સમષ્ટિ માટે જીવન રાહ-પકડવો હોય તો. ॥૨૬॥

આમ વિશેષદર્શીનું ચિત્ત વિવેકનિમ્ન હોય છે. એટલે કે તેના જીવનમાં તમામ મૂલ્યાંકનોમાં વિવેક જ પ્રધાન હોય છે-એકમાત્ર માપક દંડ હોય છે. અને કૈવલ્ય જ તેનું એક માત્ર પ્રાપ્તવ્ય હોય છે એમ જોયું. પણ આમ વિવેકી જીવો, વિવેક તરફ ખૂબ નમેલા જીવો, અધ્યાત્મ માર્ગે ખૂબ આગળ વધેલા જીવો પણ, કોઇક વખત ભારે ભૂલ કરી પાડે છે! તો તેવા જીવો કેમ ભુલ કરી દે છે? અર્થાત્ શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો ચિત્ત જો વિવેકનિમ્ન હોય તો તેમાં કદી પણ વ્યુત્થાનની વૃત્તિઓ ન ઉદ્ભવવી ઘટે. અને છતાં વિવેકીઓમાં પણ વ્યુત્થાનનાં વર્તનો જોવામાં આવે છે. તો આવું વ્યુત્થાન વિવેકીમાં કેમ સંભવે? આનો જવાબ વાળતાં ભગવાન પતંજલિ કહે છેઃ--

**तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥२७॥**

तच्छिद्रेषु=તેના વિવેકના છિદ્રમાં प्रत्ययान्तराणि=વિવેકથી ભિન્ન એવી બીજી વૃત્તિઓ-વ્યુત્થાન પ્રત્યયો संस्कारेभ्य=વ્યુત્થાનના સંસ્કારોથી નીપજી આવે છે.

અર્થાત્ મોટા પુરુષો પણ ક્વચિત્ વિવેકનો માર્ગ ભુલતા જણાય છે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. વિવેક સમાધિમાં ચોવીસે કલાક રહેવું

ઘટે એ આદર્શને સિદ્ધ કરવા એવા જીવો નિરન્તર યત્નશીલ રહે છે. અને મોટેભાગે ખૂબ સાવધ પણ રહે જ છે. છતાં વ્યુત્થાનના સંસ્કારો પણ ખૂબ બલવાન હોય છે. તેઓ મ્હાત થતાં થાય છે! એટલે કવચિત્ એવા વ્યુત્થાનના સસ્કારો સમાધિના છિદ્રમાંથી એટલે કે લાગ જોઇને બહાર પ્રકટી આવે છે. એટલી અસાવધતા, પ્રમાદ, માનવીય નિર્બલતા, પુરુષાર્થ માટે વિશ્રામનો નિષેધ, ઇશ્વિરકૃપાની આવશ્યકતા વગેરે એકી વખતે અનેક વાતોનો ઉલ્લેખ કરી દે છે. વિવેક સમાધિમાં છિદ્ર પડવું ન જોઇએ એ જ એનો ધ્વનિ છે. પડી જાય તો તેમાંથી વ્યુત્થાન પાછું ઝળકી ઉઠે. મસ્તી મચાવી જાય! વધુ સાવધ રહી છેવટ સુધી એટલે કે પરમાત્માના ખોળામાં જ્યાં સુધી સ્વાભાવિક રીતે ન બેસીએ ત્યાં સુધી ક્યાંયે વિરામ ન હોવો ઘટે. પ્રયત્ન સાતત્ય માટે અહીં બોધ પાઠ છે. ૨૭

આમ જો વિવેકને મ્હાત કરીને પણ કવચિત્ વ્યુત્થાન પ્રત્યયો ચિત્તના રણાંગણમાં ધસીજ આવતા હોય તો તેમને છેવટને માટે ધૂળ ચાટતા કરવાનો–કૃષ્ણે જેમ ચાણૂર અને કંસને તેમ તેમને ધરાશાયી કરવાનો શો ઉપાય?–ભગવાન પતંજલિ કહે છેઃ—

**हानं एषां क्लेशवद् उक्तम् ॥ २८ ॥**

एषां=એ વ્યુત્થાન સંસ્કારોની हान=નિવૃત્તિ, क्लेशवद्=કલેશની નિવૃત્તિની માફક જ उक्त=કહેલી જાણવી.

અર્થાત્ એવા વ્યુત્થાન સંસ્કારોની નિવૃત્તિ માટે બીજો કોઈ ઉપાય શોધવા જવાનું નથી. ક્રિયાયોગથી નિર્બળ બનેલા કલેશો જે રીતે બળીને ખાખ થાય તેજ રીતે આવા સંસ્કારો પણ મ્હાત ,થાય છે. અર્થાત્ વિવેકખ્યાતિ સિવાય એમની નિવૃત્તિનો કોઈ ઉપાય નથી. જેમ બળી ચૂકેલા બીજ ભાવવાળા કલેશો પાછા ફ્રણગો ફોડતા નથી તેમ જ્ઞાનરૂપી અગ્નિથી જેનો બીજ ભાવ બળી જાય એવા સંસ્કારો વૃત્તિની પ્રસૂતિ કરી શકતા નથી. અર્થાત્ વધુ ને વધુ વિવેકી વર્તન, વધુ ને વધુ વિવેક જાગૃતિ જ એમાં ઉપાયરૂપ છે. આ બધીય વાતો અનેક વેળા પૂર્વે પણ આવી જ ગઈ છે. એટલે વિસ્તાર કરવો ઉચિત નથી. વિવેક, વચ્ચે માંડવાડમાં માનતો નથી–એટલું સ્પષ્ટ સમજવવું જોઇએ. આ માર્ગે પડાય તેમાં આબરૂ નથી જતી. પડ્યા પછી પાછા જો ન ઉઠીએ તો તેમાં આબરૂ જાય છે. અને આ પતનમાં કોઈ પાર્થિવ પતનની ગંધ ન માનો. બસ તો પ્રભુકૃપાથી આગળનું હવે પછી. ॥ ૨૮ ॥

લિ૦ ભાઈના હેતવંદન

# (૯૯)

પ્રિય ભાઈશ્રી,

રામ ન મળે ત્યાંસુધી આરામ કેવો? રામ મેળવ્યા પહેલાંનો આરામ એ પ્રમાદનું જ ફેશનેબલ નામ નથી? એમાં આળસની આળપંપાળ નથી? ખોટું ચેન નથી? આનો અર્થ એમ નથી કે વેઠ જ કર્યા કરવી. પણ જે કર્મ તદર્થ-પ્રભુને અર્થે થતું હોય તેમાં થાક નથી લાગતો. તેમાં તો અંદરથીજ આનન્દની અને ઉત્સાહની, ઉલ્લાસની અને પ્રેરણાની પૂરવણી થયા કરે છે! પ્રભુની પ્રાપ્તિ કરાવે તે વિદ્યા. જેનાથી પ્રભુ નિરન્તર પ્રસન્ન રહે તે કર્મ. એ સિવાયની વિદ્યા કે કર્મ અવિદ્યાનું જ ઉજળું પાસું છે! વિકર્મનું જ શોભીતું નામ છે! યોગપત્રાવલિ આત્મતોષ-પ્રભુ પ્રીત્યર્થ અને જાત સમજતી ચોખવટ માટે જ લખાય છે. આથી એ લખતાં એક જાતનો આનન્દ થાય છે એનાથી આત્માનો ઇતિહાસ વંચાય છે. આત્માની પરાક્રમ લીલા સમજાય છે. એનાથી માનવ મનને વધુ નિકટથી અને વધુ સારી રીતે ઉકેલાય છે. આત્માના સરનામાનો પત્તો મળે છે. તેના ધામમાં જવાની કેડી સાંપડે છે. આજુબાજુ જોવાની કે ચર્ચવાની અસભ્ય ટેવ ટળે છે! જાતમાંજ જાતની ડુબકી મરાય છે! અને આથી આ કાર્ય તો શુદ્ધ સ્વાર્થનું જ ગણુ છું. સ્વાર્થ સાથે પરમાર્થ થઈ જતો હોય તો તે આડકતરો લાભ હશે. બાકી સીધો લાભ તો સ્વાર્થનો જ છે. અલબત્ત, એ સ્વાર્થ મેલો નથી. ઉજળો છે, તો વળી બાકી રહ્યું ત્યાંથી શરૂ કરીએ.

વ્યુત્થાન સંસ્કારોનો ઉભરો વિવેકજ્ઞાનથી જ શમે. એને માટે ઉપાયાન્તર નથી એટલું આગલા પત્રમાં જોયું. ક્લેશોનો ત્યાગ જે ઉપાયે થાય છે તે જ ઉપાયે સમાધિના છિદ્રોમાંથી જન્મતા વ્યુત્થાન સંસ્કારોનો ત્યાગ થાય છે. તો એ ક્લેશોની નિવૃત્તિ કેવી રીતે થાય?

**प्रसंख्यानेऽपि अकुसीदस्य सर्वथा**
**विवेकख्यातेः धर्ममेघः समाधिः ॥२९॥**

प्रसंख्यानेऽपि=પ્રસંખ્યાન એટલે વિવેકખ્યાતિ. તો તે વિવેકખ્યાતિમાં પણ अकुसीदस्य=વિરાગીને सर्वथा=દરેક રીતે=નિરન્તર विवेकख्यातेः=વિવેકખ્યાતિનો ઉદય થતો હોઇને धर्ममेघः=ધર્મમેઘ નામની समाधिः=સમાધિ થાય છે.

અર્થાત્ ધર્મમેઘ નામની સમાધિની પ્રાપ્તિ થતાં ક્લેશોનો પરિપૂર્ણ અસ્ત થાય છે. તો એ ધર્મમેઘ એટલે શું? એ ક્યારે થાય? કેવી રીતે

થાય?—તો જ્યારે વિવેક ખ્યાતિમાં વિરાગ થાય ત્યારે નિરન્તર વિવેક ખ્યાતિ થતી હોવાથી ધર્મમેઘ નામની સમાધિ ઉપજે છે. તો એમાં શું સમજવું? અર્થાત્ જેમ દૃષ્ટ અને આનુશ્રવિક એટલે કે પ્રત્યક્ષ શબ્દાદિ વિષયો અને સ્વર્ગ વગેરે આનુશ્રવિક પદાર્થોમાં તેમ જ્યારે પુરૂષના સાક્ષાત્કારથી ઉપજતી "सर्वभावाधिष्ठातृत्वं" વગેરે સિદ્ધિઓમાં પણ લાભ બુદ્ધિ ન રહે ત્યારે નિરન્તર વિવેક જ્ઞાન જન્મે છે. કુસીદ શબ્દનો "कुत्सितेषु प्राकृत भावेषु सीदतीति कुसीदः रागः"—એટલે કે "નિંદ્ય એવા પ્રાકૃત પદાર્થોમાં જે જઇ બેસે તે કુસીદ."—એવો વ્યુત્પત્તિથી અર્થ થાય છે. આથી કુસીદ એટલે લાભબુદ્ધિવાળો-રાગી. અકુસીદ એટલે વિરાગી. અર્થાત્ વિવેકજ્ઞાન અને એ વિવેકજ્ઞાનથી ઉપજતી સિદ્ધિઓ પણ આત્મપ્રાપ્તિની અપેક્ષાએ ત્યાજ્ય છે-એવું, વિવેકજ્ઞાનના જ પ્રકર્ષ રૂપે પ્રકટતું જ્ઞાન, નિરન્તરપણે વહેતું થાય છે ત્યારે જે અવસ્થા-તે અવસ્થાને ધર્મમેઘ સમાધિ કહે છે. કૈવલ્ય એ આ સમાધિનું ફળ છે. કલેશ કર્મ વગેરેને જડમૂળથી ઉખેડી નાંખે એવા "अशुक्लाकृष्ण"—'ન ધોળાં ન કાળાં' કર્મ રૂપી ધર્મનું, એ વાદળ જેમ પાણીનું તેમ, સિંચન કરતી હોઇને એને ધર્મમેઘ સમાધિ કહે છે. અર્થાત્ આ અવસ્થામાં કલેશ કર્મને નિર્મૂળ કરી નાંખતી ધર્મની હેલી વરસતી હોય છે. "धर्मस्य तत्त्वं निहितं गुहायाम्"—માંનું જે ધર્મનું સાચું તત્વ છે તેનો અહીં નિરન્તર વરસાદ વરસે છે. અર્થાત્ અહિંસાથી માંડીને તે ઇશ્વર પ્રણિધાન સુધીના જે યમનિયમો તેના પરિપૂર્ણ આચરણથી પ્રકટતું નિર્વૈરાદિ-જે પરિપૂર્ણ ફળ, તે ફલની વર્ષાથી પરિપૂર્ણ યોગીનું ચિત્ત હોય છે. અર્થાત્ વિવેકજ્ઞાનદ્વારા પણ જ્યારે એ કશાં ફલની આશા ન રાખે ઉલટું તેમાં પણ પરિણામિતા વગેરે દોષોના દર્શનથી કલેશ પામી વિરક્ત થાય ત્યારે એ પરમ વિરાગના અભ્યાસની કુશળતાથી વ્યુત્થાન વૃત્તિની ઉપજ થતી નથી. અને આથી નિરન્તર અને નિશ્છિદ્ર વિવેકખ્યાતિ વર્તતી રહે છે. એ અવસ્થા છે જ્ઞાનની જ પરિપક્વતાની. એ સત્યજ્ઞાનની અડોલ સ્થિતિ-પરિપક્વતાને ધર્મમેઘ સમાધિ કહે છે.

આટલું અહીં સમજી લેવું. વિવેકખ્યાતિ ફળ છે, સંપ્રજ્ઞાત યોગનું. તેની જ પરમકાષ્ઠા તે ધર્મમેઘ સમાધિ છે. એ ધર્મમેઘની જ પરાકાષ્ઠા છે તે જ્ઞાનપ્રસાદ-એટલે કે પરવૈરાગ્ય. એ પરવૈરાગ્યનો ઉદય વિવેકખ્યાતિનો પણ નિરોધ કરે છે. અને નિર્બીજ યોગ-અસંપ્રજ્ઞાત યોગને જન્મ આપે છે. અર્થાત્ એક જ વિવેકખ્યાતિરૂપી રેખાના એક છેડા

સંપ્રજ્ઞાતથી શરૂ થાય છે અને બીજે છેડે પરવૈરાગ્ય આગળ પૂરો થાય છે! વિવેકખ્યાતિ અને પરવૈરાગ્યની જે સંધિ છે તે ધર્મમેઘ સમાધિ છે. આ વિષય, આગળ પણ ખૂબ છણ્યો જ છે. એટલે અહીં આટલું જ બસ થશેને? ॥ ૨૯ ॥

નિરન્તર વિવેકખ્યાતિથી ભલે ધર્મમેઘ નામની સમાધિ થતી! તમોએ મૂળ પ્રશ્નનો જવાબ તો આપ્યો જ નહીં. ક્લેશોની નિવૃત્તિ ક્યાં આવી? આ જાતનો અહીં પ્રશ્ન ઉદ્‌ભવી શકે છે. તેનો જવાબ દેતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ—

**તતઃ ક્લેશકર્મનિવૃત્તિઃ ॥ ૩૦ ॥**

તતઃ=તે ધર્મમેઘ સમાધિથી-વિવેકખ્યાતિના પરિપાકરૂપે ઉપજેલી ધર્મમેઘ સમાધિથી ક્લેશકર્મ॰=વાસના સહિત અવિદ્યા વગેરે ક્લેશો અને તે ક્લેશોથી નીપજતાં શુક્લ-અશુક્લ-કાળાધોળાં-પાપ પુણ્યાદિ કર્મોની નિવૃત્તિ-અભાવ થાય છે.

અર્થાત્ ધર્મમેઘ સમાધિનું ફલ છે ક્લેશ અને કર્મોની નિવૃત્તિ. વિવેકખ્યાતિથી ધર્મમેઘ અને ધર્મમેઘના ઉદયથી આપણું ઇષ્ટ પ્રયોજન સિદ્ધ થાય છે. આ અવસ્થામાં જ ક્લેશ અને કર્મના આશયનો અભાવ થાય છે. અને એ અભાવથી અવિપ્લવ=અકંપ-અડોલ વિવેકખ્યાતિ મળે છે. એવો વિદ્વાન જ જીવન્મુક્ત છે. આ સિવાયની જીવન્મુક્તિ અકલ્પ્ય છે. અર્થાત્ માનવે છેવટે ક્યાં પહોંચવાનું છે તેનો અહીં નિર્દેશ છે. માનવે અને માનવજાતિએ જીવન્મુક્ત થવાનું છે. એજ છે માનવજીવનનો મહા અર્થ. એજ છે મુખ્ય ઉદ્દેશ એ સિવાયનો ઉદ્દેશ અવિદ્યાની ભૂલભૂલામણીમાં વાંઝીયાં ગોથાં જ છે. માનવે અને માનવજાતિએ માનવું હોય તો માને. ન માને તો ચક્કર ખાઇને અનન્ત યુગો પછી પણ આ રાહે આવવું પડશે. જેટલી વહેલી આ રાહની સૂઝ પડે તેટલું વધારે સારૂં. ॥૩૦॥

તો હવે તો છેવટનો આ પ્રશ્ન આવે. ક્લેશ અને કર્મની નિવૃત્તિ થતાં શું થાય? ભગવાન પતંજલિ કહે છે —

**તદા સર્વાવરણમલાપેતસ્ય જ્ઞાનસ્ય આનન્ત્યાત્ જ્ઞેયમલ્પમ્ ॥ ૩૧ ॥**

તદા=ક્લેશ અને કર્મની નિવૃત્તિ બાદના સમયમાં સર્વાવરણમલાપેતસ્ય= આવરાય છે જેના વડે-ઢંકાય છે જેના વડે-તે આવરણ-એટલે કે વાસના સહિત ક્લેશ અને કર્મો. એ ક્લેશ અને કર્મોરૂપી આવરણ એ જ મેલ-કેમકે એ રજોગુણી તમોગુણી છે. તો તે આવરણરૂપી મેલો વગરનાં જ્ઞાનસ્ય=જ્ઞાનના સાધનરૂપ ચિત્તના આનન્ત્યાત્=પ્રકાશની અનન્તતાને લઇને જ્ઞેય=ચેતન અચેતન જ્ઞેયમાત્ર અલ્પં=મર્યાદિત થઈ જાય છે.

અર્થાત્ ક્લેશ અને કર્મરૂપી આવરણ-મેલ ધોવાઇ જતાં ચિત્ત સત્વનું મૂળ સ્વરૂપ પ્રકટ થાય છે. અને ચિતસત્વ મૂળમાં પ્રકાશમય જ છે. પ્રકાશમય હોઇને એનામાં વસ્તુમાત્રને પ્રકાશિત કરવાનું સહજ સામર્થ્ય છે. આ સામર્થ્ય રજોગુણ અને તમોગુણમય કલેશ કર્મના આવરણે ઢંકાઈ જાય છે. વાદળવૃંદથી ઘેરાયેલ ચંદ્ર જેમ અલ્પને જ પ્રકાશિત કરે તેમ તેનું ચિત્ત અલ્પને જ પ્રકાશિત કરે બધાંને પ્રકાશિત કરી શકતું નથી. પણ ધર્મમેઘ સમાધિ તેના આ આવરણ-મેલને ધોઇ નાંખે છે. આથી શરદ્ઋતુમાં જેમ વાદળમુક્ત ચંદ્ર ચોમેરથી ઝળકી ઊઠે છે, જગત માત્રને ધોળે છે-તેમ આવરણ ભંગ થતાં ચિત્ત સત્ત્વનો ચોમેરથી અનંત પ્રકાશ પ્રસરે છે. અને એ જ્ઞાનના પ્રકાશને કોઇ હદ ન હોઇને-અનન્ત હોઇને જ્ઞેય વસ્તુજ અલ્પ થઈને ઉભી રહે છે. અર્થાત્ એક પણ એવી વસ્તુ નથી જેને તેનો પ્રકાશ વીંધીને આરપાર ન જઇ શકે. અને વસ્તુનો અભાવ હોય તો જ તેને તે આત્મપ્રકાશે પારદર્શ્ય ન કરે, બાકી પ્રકાશના અભાવે નથી પ્રકાશિત કરતું એમ નથી. અર્થાત્ યોગીનામાં આ અવસ્થામાં આત્માની સર્વજ્ઞતા પ્રકટ થાય છે! અને અલ્પજ્ઞ આ જ જીવનમાં સદેહે સર્વજ્ઞ થઈ શકે એ કાંઈ જેવી તેવી ભવ્યતા છે! માણસનું કે પ્રાણીમાત્રનું મૂળ સ્વરૂપ જ જ્ઞાનની અનન્તતાથી પરિપૂર્ણ છે.

આ ધર્મમેઘ સમાધિની પરાકાષ્ઠાનું જ બીજું નામ તે જ્ઞાનપ્રસાદ માત્ર છે. એ જ્ઞાનપ્રસાદમાત્રથી જ યોગી હાથમાં રહેલાં આમળાંની પેરે આત્માને-નિર્દોષ આત્માને સાક્ષાત્ કરે છે. અને એનાથી જ પ્રકૃતિ અને તેના વિકારો સદોષ છે- અશુદ્ધ છે-એવો અપરોક્ષ અનુભવ મેળવે છે. અને એના જ બળે ચિત્તમાં અલંબુદ્ધિ સંપાદિત કરે છે. એ મેળવ્યા બાદ બીજી કોઇ આકાંક્ષા રહેતી નથી. આથી જ યોગીઓ જ્ઞાનપ્રસાદને જ પર વૈરાગ્ય કહે છે. એ જ્ઞાનપ્રસાદ જ વ્યુત્થાન અને સમાધિના સંસ્કારને નિર્મૂળ કરે છે. અને ચિત્તને નિર્બીજ-અસંપ્રજ્ઞાત સમાધિમાં સંયોજિત કરે છે. પુરુષાર્થની અહીં અવધિ છે. એની પેલે પારનો પ્રદેશ કેવળ પરમાત્માની કૃપાનો જ છે! અને એ પરમાત્માની કૃપા પણ જ્ઞાનપ્રકાશની પેરે અનન્ત જ છે! આ તમ્મર આવે એટલી ઉંચાઇએ આ ભવે ન ચઢાય તો તેથી ગભરાવાનું કે મુંઝાવાનું કારણ નથી. આજથી આરંભેલું યુગાન્તે પણ પૂર્ણ થશે એ શ્રદ્ધા જ હિંમ્મતથી નિભાવશે. પરમાત્મા આ પરમમંગલ-પરમમનોહર-પરમભદ્ર અવસ્થા સૌને અર્પો એટલું પ્રાર્થી વિરમીએ.

લિ૦ ભાઈના હેતવંદન.

# (૧૦૦)

પ્રિય ભાઈશ્રી,

આપને કદાચ નવાઈ લાગશે કે એક જ દિવસમાં ત્રણ પત્રો!! નવાઈનું કારણ નથી. પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી તથા ગુરુદેવની દયાથી હવે આપણે યોગશાસ્ત્રની પૂર્ણાહુતિની ખૂબ નજીક આવી રહ્યા છીએ. અને આથી એની પૂર્ણાહુતિને બને તેટલી વહેલી આટોપવાનો લોભ લાગે એ સ્વાભાવિક છે. વળી અસલના રાજાઓ સ્વર્ગપ્રાપ્તિ માટે સો અશ્વમેધ કરતા. આપણને તો તેની ઈચ્છા નથી. છતાં યોગપત્રાવલિ પણ આ પત્ર સાથે સોની સંખ્યા ઉપર ચઢે છે—અને એક પત્રને એક અશ્વમેધ જ કાં ન ગણીએ? આ જ્ઞાનમય અશ્વમેધ છે. પેલા કર્મમયનું જો સ્વર્ગ એ ફલ છે તો આ જ્ઞાનમયનું આત્મલોક એ ફળ છે એ આત્મલોક માટે તો ઈહા રાખવા જેવી છે કેમકે તે એક જ આપણો મનુષ્યનો લોક છે. મનુષ્યે મનુષ્ય હોઈને આત્મલોકમાં જ વસવું ઘટે. ઈતર લોકમાં વસવાટ એ તો પ્રાદેશિક ભૂખ ગણાવી જોઈએ. આથી આપણી સાચી જન્મભોમના જ નિવાસી થવામાં આપણું ગૌરવ છે અને ઈતર પ્રાણીઓને નિર્ભયતા છે. અને અભયદાન સમું તો બીજું પુણ્ય પણ કયું? જો માનવમાત્ર આત્મલોકનો નિવાસી થાય તો જગત માનવ પૂરતું તો નિર્ભય થાય! આથી આત્મલોકમાં સમાધિદ્વારા સંચરણ જેટલું વહેલું થાય તેટલું સૌને માટે વધુ કલ્યાણકારક છે. અસ્તુ.

ગયા પત્રમાં ચિત્તસત્ત્વમા અનન્ત જ્ઞાનપ્રકાશ છે એ જોયું, જાણવાનું ખૂટે. પણ જ્ઞાન કદી ખૂટતું નથી. આમ ધર્મમેઘ સમાધિ ક્લેશ અને કર્મોને નિવૃત્ત કરે. જ્ઞાનનું આનન્ત્ય આપી જ્ઞેયને ખૂટાડે. પણ આપણી દોટ તો ત્રિગુણથી પર થવાની છે. ત્રણગુણોનો જે આ દેહાદિ રૂપે પરિણામક્રમ છે તેની સમાપ્તિ કેવી રીતે થાય? અર્થાત્ કૈવલ્ય ક્યારે સાંપડે? યોગીને પુન દેહનો આરંભ કેવી રીતે અને ક્યારે ન થાય? જવાબ વાળતાં કરૂણામય ભગવાન પતંજલિ કહે છેઃ—

**ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिः गुणानाम् ॥ ३२ ॥**

ततः=તે ધર્મમેઘના ઉદયથી ક્લેશ કર્મની નિવૃત્તિદ્વારા જ્ઞાનની અનન્તતારૂપ જ્ઞાનપ્રસાદ થતાં कृतार्थानां=કૃતાર્થ થયેલા એટલે કે ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનને સંપાદિત કરી ચૂકેલા गुणानां=પ્રકૃતિ સ્વરૂપ સત્વ, રજ, અને તમોગુણના परिणामक्रमसमाप्ति દેહ ઇન્દ્રિય વગેરે કાર્યનો આરંભ કરનાર પરિણામક્રમની સમાપ્તિ એટલે કે અવસાન થાય છે.

અર્થાત્ જ્ઞાનપ્રસાદ સ્વરૂપ જ્ઞાનની અનન્તતાની સાથેજ, ગુણોના–દેહ ઇન્દ્રિયાદિ કાર્યોનો આરંભ કરનાર–ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે આપણે અહીં સિદ્ધાન્તનું સ્મરણ કરવું ઘટે છે ગુણોની પ્રવૃત્તિ છે પુરુષને ભોગ અને અપવર્ગ પીરસવા માટે તો જ્યાં સુધી એ પ્રયોજનો પૂર્ણ ન થાય ત્યાં સુધી ગુણોનો દેહાદિરૂપે પરિણામક્રમ પણ પૂર્ણ ન થાય. સપ્રયોજન પ્રકૃતિ ટળતી નથી નિષ્પ્રયોજન પ્રકૃતિ ટકતી નથી ધર્મમેઘ સમાધિની ઉપજનું જ બીજું નામ છે ભોગ અને અપવર્ગની સમાપ્તિ આથી જ પુરુષસિંહ સમક્ષ પ્રકૃતિ ધર્મમેઘ સમાધિ પેદા કરી કૃતાર્થ થાય છે તે પુરુષસિંહ માટે ફરીથી તે દેહેન્દ્રિયાદિ કાર્યનો આરંભ કરતી નથી કારણકે હવે તેને તેમ કરવાનું કાંઈ કારણ નથી આથી કારણ સામગ્રીના અભાવે હવે તે યોગીને જન્મવાનું નથી આથી મરવાનું નથી આથી દુઃખ નથી આથી સ્વરૂપમાં જ અવસ્થા હોઈને આત્મસુખ જ છે બ્રહ્માનન્દ જ છે! આ વાત આગળ પણ અનેક વેળા ચર્ચાઈ જ છે આથી પિષ્ટપેષણને અવકાશ નથી ॥ ૩૨ ॥

તો ભલા! અહીં આગલા સૂત્રમાં ગુણોના પરિણામનો જે ક્રમ કહ્યો તે ક્રમ એટલે શું? એ ક્રમનું લક્ષણ શું? ભગવાન પતંજલિ કહે છે—

**क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥ ३३ ॥**

परिणामापरान्तनिर्ग्राह्य =પૂર્વ ધર્મની નિવૃત્તિ થતાં ધર્માન્તરની જે ઉપજ તેને પરિણામ કહે છે એવા પરિણામનો જે અપરાન્ત એટલે કે વિરામ, તે વિરામથી નિર્ગ્રાહ્ય એટલે અનુમેય–અનુમિત થતો જે क्षणप्रतियोगी=ક્ષણ શબ્દથી અહીં ક્ષણમાત્રમાં રહેનારો ક્ષણિક ભાવ સમજવો એ તે જ છે પ્રતિયોગી એટલે પ્રતિસંબંધી એટલે કે નિરૂપક જેનો તે–ક્રમ અર્થાત્ નિરન્તર ધારાનો આશ્રય એવો પરિણામની પૂર્વાપરતા જ જેનું સ્વરૂપ છે તે ક્રમ

અર્થાત્ પરિણામ ત્રણ જાતના છે ધર્મ પરિણામ લક્ષણ પરિણામ અને અવસ્થા પરિણામ તે પૈકી ધર્મ અને લક્ષણ પરિણામમાં હોનારો ક્રમ તો જેમ તેમ પણ સાક્ષાત્ થાય પણ અવસ્થારૂપી પરિણામમાં જે ક્રમ છે તે ક્રમે કરીને પ્રત્યક્ષ થતો નથી, અને એ અવસ્થા પરિણામજ એ બધામાં મુખ્ય છે વળી એ અવસ્થા પરિણામનો ક્રમ જ નથી એમ પણ કહી શકાય એમ નથી કેમકે પરિણામ માત્ર ક્રમથી વ્યાપ્ત જ હોય છે–એવો નિયમ છે અત્યંત સાચવેલા નવામાં નવા વસ્ત્રમાં લાંબે ગાળે દેખાતી પુરાણતા એકાએક થઈ છે એમ તો સંભવતું નથી એટલે ક્રમે ક્રમે જ થઈ છે એમ માનવું રહે છે પહેલા

સૂક્ષ્મતમ પછી સૂક્ષ્મતર, પછી સૂક્ષ્મ, પછી સ્થૂલ, પછી સ્થૂલતર અને છેવટે સ્થૂલતમ-પ્રત્યક્ષ દેખાય એવી રીતેજ પુરાણતા આવે છે તો આમાં છેલ્લી, નજરે ચઢેલી જે છેલ્લી પુરાણતા રૂપી પરિણામના વિરામને લક્ષતે અનુમિત થતો પુરાણતાનો જે સૂક્ષ્મતમ, સૂક્ષ્મતર, સૂક્ષ્મ, સ્થૂલ, સ્થૂલતર, સ્થૂલતમ વગેરે પૂર્વાપરીભાવ તે ક્રમ કહેવાય છે.

અર્થાત્ દરેક નવી વસ્તુ એકદમ તો જૂની થતી નથી. જૂની તો ક્રમેજ થાય. તેજ પ્રમાણે ગુણોની સમાપ્તિ પણ એકદમ થતી નથી. પણ ક્રમથીજ થતી હોવી જોઇએ. આ જાતનાં અનુમાનથી અનુભવવાને યોગ્ય તે, ક્ષણોની ધારાની માફક, ગુણોના પરિણામની ધારા વિશેષનું નામ ક્રમ છે.

અર્થાત્ અહીં રહસ્ય આ છે. ગુણો કૃતાર્થ થતાં નિવૃત્ત થઈ જાય છે એ સિદ્ધાંત છે. તેનો અર્થ એ થયો કે જો કોઈ અ ના ગુણો આ પળે કૃતાર્થ થઇ ગયા તો પછી તે ગુણોનું પરિણામ પણ તેજ ક્ષણે બંધ થઇ જવું જોઇએ. એટલે કે તે અ નામના માણસનાં દેહાદિનો તે ક્ષણેજ ત્યાગ થનો હોવો જોઇએ-વિલય થઈ જવો જોઇએ. પણ તે તેવું જોવામાં આવતું નથી. કૃતાર્થ પુરૂષ પણ કૃતાર્થ થયા પછી જીવતો-દેહેન્દ્રિયવાન જોવામાં આવે છે. તો આનું કારણ શું? શું સિદ્ધાન્ત ખોટો?—ના. સિદ્ધાન્ત ખોટો નથી. અને જે જોવામાં આવે છે તે પણ ખરું છે. રહસ્ય એ છે કે કૃતાર્થ થયેલ પુરુષ પણ જ્યાંસુધી પ્રારબ્ધનો વેગ પૂરો ન થાય ત્યાંસુધી તો દેહત્યાગ કરી શકતો નથી. તેનાં સંચિત અને ક્રિયમાણ નિરર્થક થઈ જાય છે. પ્રારબ્ધ પહોંચે ત્યાંસુધી તે જીવતો-દેહેન્દ્રિયવાન દેખાય છે. જો કે તેનાં તે દેહેન્દ્રિયો પણ તેને બંધનકર્તા તો નથીજ. છતાં પ્રારબ્ધ ભોગ પૂરો ન થાય ત્યાંસુધી તેવો જીવાત્મા દેહેન્દ્રિયવાન હોય છે. ધીરે ધીરે પ્રારબ્ધાવસાને તેના ગુણની પરંપરાના ક્રમની સમાપ્તિ થાય છે! આ ક્રમે ક્રમે થતો પ્રકૃતિલયજ યોગ્ય છે અને બુદ્ધિગમ્ય છે. આ ક્રમ અનુમેય છે. પ્રત્યક્ષ જણાતો નથી. પરિણામના વિરામેજ સમજાય છે. આથી કૃતાર્થ પુરૂષ ફુગ્ગાની માફક તત્કાળ ફુટી જતો નથી. ધીરેધીરે ક્રમશઃ દેહવિલયને-પ્રકૃતિ વિલયને પામે છે-પ્રારબ્ધાનુસાર. ॥ ૩૩ ॥

આમ ગુણોના પરિણામ ક્રમની સમાપ્તિ થાય છે એમ જોયું. એ પરિણામના ક્રમની સમાપ્તિ થતાં પુરૂષને કૈવલ્ય મળે છે. તો એ કૈવલ્યનું સ્વરૂપ શું? એનું લક્ષણ શું? જણાવ વાળનાં યોગાચાર્ય કરુણાસિંધુ ભગવાન પતંજલિ શાસ્ત્રની ઇતિ ભણતાં કહે છેઃ—

पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः
कैवल्यं, स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ३४ ॥

મન્ત્રમાંનો 'ઇતિ' શબ્દ શાસ્ત્રની સમાપ્તિનો વાચક છે.

પુરુષાર્થશૂન્યાનાં=ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનને સંપાદિત કરી ચૂકેલા હોઈને પુરુષાર્થરહિત ગુણાનાં=કાર્યકારણરૂપે-બુદ્ધિથી માંડીને તે દેહ સુધી વિભક્ત પ્રસરેલા સત્વ રજ તમ ગુણોનો પ્રતિપ્રસવઃ=પ્રતિલોભ પરિણામે સ્વકારણ પ્રધાનમાં જે લય તે કૈવલ્ય. વા=અગર તો સ્વરૂપપ્રતિષ્ઠા=બુદ્ધિનો રગ નિવૃત્ત થયેલ હોઇને સ્વરૂપમાં નિજરૂપમાં અત્યંત નિવાસવાળી જે ચિતિશક્તિઃ=પુરૂષ નામની જે ચેતનશક્તિ એટલે કે સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થયેલી ચિત્ શક્તિ તેજ કૈવલ્યં=કેવલીભાવ-કેવળતા-મોક્ષ છે.

અર્થાત્ આ છેલ્લા સૂત્રમાં કૈવલ્યનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. કૈવલ્ય એટલે શું? તો ગુણોનો પ્રતિપ્રસવ; પણ તે ગુણો કેવા? પુરૂષાર્થ-શૂન્ય ગુણો. પુરૂષાર્થ એટલે પુરૂષને માટે ભોગ અને અપવર્ગ. કૈવલ્ય અવસ્થામાં ગુણો પુરૂષાર્થ શૂન્ય બની જાય છે. અથાત્ કૈવલ્ય પામનાર પુરૂષને માટે હવે ભોગ કે અપવર્ગ-એમાંથી એકે બાકી રહ્યું નથી. પ્રયોજન પૂર્ણ થઈ ચૂકેલું હોઈને હવે ગુણોના આરંભને માટે કારણ નથી. અને આથી ગુણો નવો દેહારંભ વગેરે કરતા નથી. પ્રકૃતિનો-ગુણોનો-કાર્યકારણ ભાવે પરિણામનો-પ્રારંભ ત્યાં સુધી જ હોય છે જ્યાં સુધી પુરુષાર્થ નિષ્પન્ન ન થાય હવે આ પુરૂષને માટે તો પુરૂષાર્થરૂપી પ્રયોજન પૂરૂં થયું છે અને આથી હવે ભાવિમા તેને માટે પ્રકૃતિના આરંભનું કારણ જ નથી! આથી હવે કૈવલ્ય માટે એક જ કામ પ્રકૃતિ માટે બાકી રહે છે. અને તે પ્રતિપ્રસવ. પ્રતિપ્રસવ શબ્દ પારિભાષિક છે. સૃષ્ટિના ક્રમથી પ્રલયનો ક્રમ હંમેશાં ઉલટો હોય છે. સૃષ્ટિક્રમને પ્રસવ અગર તો અનુલોમ ક્રમ તથા પ્રલયના ક્રમને પ્રતિપ્રસવ અગર તો પ્રતિલોમ પરિણામ કહે છે. ઇશ્વરેચ્છાથી પુરૂષાર્થે પ્રેરાયેલી પ્રકૃતિ, સામ્યાવસ્થાનો ત્યાગ કરી જ્યારે સૃષ્ટિને આરંભે છે ત્યારે સૌથી પહેલું બુદ્ધિતત્વ, પછી તેમાંથી અહંકાર, અહંકારમાથી પંચતન્માત્રાઓ અને અગિયાર ઇન્દ્રિયોનો સમુદાય, અને છેવટે પાંચ તન્માત્રાઓમાંથી પંચમહાભૂતો અને તેમાંથી વ્યક્તિગત નામરૂપવાળા પદાર્થો પંચીકૃત અવસ્થાએ પ્રકટે છે. આ છે અનુલોમ પરિણામ. પ્રતિલોમ પરિણામ આથી ઉલટો હોય છે. પહેલાં શરીરમાંનાં ભૂતો-પંચમહાભૂતો-પંચતન્માત્રાઓમાં, ઇન્દ્રિયો અને પંચ-તન્માત્રાઓ તેમની પ્રકૃતિરૂપ અહંકારમાં, અહંકાર અને તેની પ્રકૃતિ રૂપ બુદ્ધિમાં એટલે મહત્તત્વમાં અને મહત્તત્વ પ્રકૃતિની સામ્યાવસ્થા રૂપ પ્રધાનમાં લીન થાય છે! તો આ પ્રતિપ્રસવ-પુરૂષાર્થરહિત થયેલા ગુણોનો જે

પ્રતિલોમ પરિણામે પોતાની આદ્યપ્રકૃતિમાં લય તેજ કૈવલ્ય છે. અર્થાત્ કાર્યકારણ સ્વરૂપ એટલે કે દેહેન્દ્રિયાદિ રૂપ ગુણો પુરૂષનો ભોગ અને અપવર્ગ રૂપી પ્રયોજનો જ્યારે સાધી ચૂકે છે ત્યારે કૃતકૃત્ય થઇ જાય છે. અને નિરાકુલપણે પોતાના કારણ સ્વરૂપ પ્રધાનમાં પ્રતિપ્રસવ પામે છે. આ પ્રતિપ્રસવ એટલે જ લિંગ શરીરનો ભંગ. કૈવલ્ય જેમ પુરૂષનું તેમ પ્રધાનનું પણ ખરું!! પ્રધાન–પ્રકૃતિ પણ એકલી–અટૂલી થઇ જવી જોઇએ ને! આ લિંગ શરીરનો ભંગ તેજ પ્રધાનનું કૈવલ્ય છે. અત્યાર સુધી લાખો જન્મ પ્રધાન આ લિંગ શરીરનો આરંભ કર્યા કરતું હતું. હવે એને એ લિંગ શરીરના આરંભમાંથી મુક્તિ મળે છે આથી લિંગ શરીરની નિવૃત્તિ એ પ્રધાનની મુક્તિ છે.

આમ લિંગ શરીરનો ભંગ થતાં વૃત્તિ સાથેની પુરૂષની સરૂપતા–તદ્રૂપતાનો અભાવ થાય છે. અને એ વૃત્તિ સાથેની તદાત્મતાના અભાવે પુરૂષનું સ્વરૂપમાં અવસ્થાન થાય છે. સ્વરૂપમાં નિત્ય વસતો પુરૂષ હવે પોતાની બ્રહ્માત્મતાને સ્વયં જુવે છે. આથી હવે તે નિરન્તર સ્વરૂપભૂત બ્રહ્માનન્દનો ઉપભોગ કરે છે. તો આ સ્વરૂપમાં અવસ્થિતિદ્વારા જે સ્વસ્થ બ્રહ્માનન્દની પ્રાપ્તિ એ પુરૂષનું કૈવલ્ય છે. કારણકે સંસારના અધ્યસ્ત દુખોમાંથી મુક્ત થયેલ પુરૂષ જ સ્વરૂપાનન્દનો સ્વયમેવ ઉપભોક્તા છે. આનુ જ નામ છે ચિતિશક્તિની સ્વરૂપમાં પ્રતિષ્ઠા.

અર્થાત્ આ સૂત્રનું રહસ્ય શું? રહસ્ય એ કે માણસ ધારે તો સ્વરૂપમાં અવસ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. પોતાના જ વિસ્મૃત આનન્દને પોતે મેળવી શકે છે માયાની અજગરચૂડમા એ વિના લેવાદેવાએ સ્વયમેવ ફસાઇને ચીસ પાડે છે. એનામાં માયાનો પરાભવ અને આત્માનું પ્રસ્થાપન કરવાની અનન્ત તાકાત પડી છે. આત્મા સ્વરૂપે જ સચ્ચિદાનન્દ છે. એના એ સ્વરૂપને એ યોગદ્વારા અનુભવી શકે છે પોતે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ જ છે એ જાતઅનુભવે જાણી શકે છે એનો સ્વરૂપ મહિમા એ યોગદ્વારા અનુભવી શકે છે. પોતાનામાં અજર–અમર–અનવરત–સદા આવિર્ભૂત મહિમામાં એ પ્રતિષ્ઠિત થઇ શકે છે. પ્રાણીમાત્રને એક દિવસ એ સ્થિતિ મેળવવાની જ છે. અરે! એની એ સદાય સ્થિતિ જ છે! ફક્ત એને જોઇને માણવાની તેટલી બાકી છે! અને એ આત્મરસાસ્વાદ માટે યોગ એક માત્ર ઉપાય છે. આથી કોઇપણ આત્મા ખોવાયેલ નથી. કોઇએ નિરાશ થવાની જરૂર નથી. કોઇએ રોકકળ કરવાની જરૂર નથી. કોઇએ માયા કે પ્રકૃતિથી થરથરવાની જરૂર નથી. અજ્ઞાનનો સમૂળ નાશ થઇ શકે છે. અને સંપૂર્ણ માણસ માટે જેટલું જરૂરી છે તેટલું સંપૂર્ણ જ્ઞાન આ જ જન્મે મળી શકે છે અને તે દ્વારા માનવ પોતાનો અસલી આનન્દ–અસલી સ્વરૂપ–સોऽહમ્ કે તત્વમસિનો જાત અનુભવ કરી શકે છે. ૯

પ્રિય બંધો! આ ઠેકાણે ભગવાન પતંજલિનું કથન પૂરું થાય છે! મારે તમારો કેટલો આભાર માનવો? આપને કેટલો ધન્યવાદ આપવો? કેવી રીતે કૃતજ્ઞતા દાખવવી? તા. ૨૦-૯-૪૯ ને દિવસે યોગપત્રાવલિનો પહેલો પત્ર લખાયો. આજે તા. ૨૫-૯-૫૦ ને રોજ રાતે અગીઆરના સુમારે, સોમો પત્ર પૂરો થવાની અણી ઉપર છે! એક વરસને લગભગ પાંચ દિવસનો ભગવાન પતંજલિનો સત્સંગ!! આ દિવસો જીવનની સોનેરી સ્મૃતિના ધન્ય દિવસો હશે. મધુરતમ સ્મૃતિના કાવ્યમય દિવસો હશે. સંત સાથેનો આ સહવાસ જીવનની અક્ષય પૂંજી હશે. એ ઐહિક અને પારલૌકિક પાથેય હશે. અને પુણ્યનું પાથેય બંધાવનાર તમારો-મારા મિત્રો-ભાઈનો હું કેટલો ઋણી રહીશ?

અને બંધો! આ યોગપત્રાવલિનો સમગ્ર યશ કોને ફાળે જાય છે?— મારે?—હું તો ગટર છું. એમાં જે ગંગાજળ વહ્યું હશે તો તે ગુરૂદેવનું છે. તે યોગેશ્વર અને યોગીશ્વર પરમાત્મા-શ્રીકૃષ્ણચન્દ્રનું છે! જે નિમિત્ત માત્ર હોય તેને કર્તૃત્વનાં અભિમાન શાં? આ પત્રોમાં જે કાંઈ સત્ય હોય, શિવ હોય, સુંદર હોય જીવનસ્પર્શી કે હૃદયસ્પર્શી હોય તે મારૂં નથી-ચોક્કસ માનજો. આ વિનય પ્રદર્શન માત્ર નથી. હકીકત છે. એમાં પ્રસાદ જોજો ગુરૂદેવનો, આશીર્વાદ જોજો સંતોનો. કૃતાર્થતા જોજો માતાપિતાની. પ્રેરણા જોજો અનેક ભાઈબહેનોની. હા! એમાં જે કાંઈ અનાપ્તતાનું આપાદક હોય, જે કાંઈ ત્રુટિ હોય, જે દૂષણ હોય, જે સમાધિભંગ હોય, જે અનુચિત હોય, જે અસત્ય હોય તો તે બધાંયનો એક માત્ર ભાગીદાર આ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ પણ નહીં જેવા જીવને જ માનજો. બંધો! યોગશાસ્ત્રનો આવો કાંઈક અર્થ થાય છે. આટલો જ નથી. આથી મત્સર રહિત વિદ્વાનો આની શોધ કરો. નિર્વ્યાજકરુણ સંતોની એના ઉપર કરુણામયી-અમીમયી દૃષ્ટિ હો. અહીં તો હૃદયમાં જે કાંઇ પૂંજી હતી તે ધરી દીધી છે. જે કાંઇ સાચવ્યું હતું તે વિશ્વાત્માના ચરણે ધરી દીધું છે! જે કાંઇ વિચાર્યું હતું તે યથાભાન યથાશક્તિ નિષ્કપટભાવે પ્રકટ કર્યું છે! વહાલા બંધો! પ્રસન્ન થાઓ આનાથી હૃદયસ્થ સ્મૃતિશિષ્ટ પરમપાવન ગુરૂદેવ! અને પ્રસન્ન હો આનાથી અંતર્યામિ.અક્ષરાક્ષર.નિયન્તા. પ્રેમૈકમૂર્તિ પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર!! હવે એક જ પ્રાર્થના કરવી રહે છે અને તે આ સાથે કરવા લાગો કે—

"...म सुदिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
...ाणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

લિ૦ ભાઈની પ્રેમવંદના.

॥ हरिः ॐ तत् सत् ॥

(૧૩) ભગવાનની ગુરુશ્રેણી : કિંમત રૂ. ૦-૬-૦ અને ભગવાન દત્તાત્રેય વચ્ચેનો આ અદ્ભુત સંવાદ છે. કોઈપણ પ્રસંગની ઈચ્છાવાળા માટે, ગમે ત્યાં રહે એ કરતી આ પુસ્તિકા માર્ગદર્શક થશે. જીવનનાં અનેક ઉખાણાંને માપતી, સ્વસ્થ અને સમર્થ શૈલીમાં રજૂ થયેલી આ આત્મબોધક પુસ્તિકા સૌ અધ્યાત્મપ્રેમી ભાઈબહેનો માટે રસમય પાથેયથી ભરપૂર છે.

(૧૪) શ્રીમદ્ ભાગવત વિચારદર્શન : કિંમત રૂ. ૨-૮-૦ : શ્રી નલિન ભટ્ટના ભાગવત ઉપરના તેજસ્વી અને ઓજસ્વી, ગંભીર અને આસ્વાદક અપૂર્વ અને અજોડ વિચારોની ગંગાધારા. શ્રી નલિન ભટ્ટની સંવત ૨૦૦૭ માં નવસારીમાં થયેલ સપ્તાહનાં પ્રવચનોની આ સંહિતા છે. શ્રી મગનલાલ ગો. વ્યાસે તેનું સંપાદન કર્યું છે. શ્રી. પશિશંકર શુક્લે તેનું પ્રકાશન કર્યું છે. આ ગ્રંથ સિવાય ભાગવતની પુસ્તકમાળા અધૂરી છે.

(૧૫) ગીતાપ્રવચન : કિંમત રૂ. ૧-૮-૦ : નાનું બાળક પણ સમજી શકે એવી રમણીય શૈલીમાં લખાયેલું આ પુસ્તક વાંચનારને નરનજ દેહગેહના ભાન ભૂલાવી ભગવાનની અદ્ભુત વાણીમાં તન્મય કરી મૂકે છે. નવલકથા વાંચતાં જેવો અદમ્ય રસ પડે તેવો રસ આ ગ્રંથ વાંચતાં પડે છે. આ ગ્રંથ અનોખી અસર ઉપજાવનારો અને વાચકને પવિત્ર કરનારો છે. ગ્રંથનો સહવાસ વાચકને પ્રભુની નિકટમાં રાખનારો થશે.

(૧૬) સત્સંગ પત્રાવલિ : કિંમત રૂ. ૧-૦-૦ : આ પુસ્તકમાંના અનેક પત્રો શ્રી. વાપી સત્સંગ મંડળને ઉદ્દેશીને શ્રી. ભટ્ટે લખેલા છે. એ પત્રોમાં શ્રી. ભટ્ટના ઉચ્ચતમ અને ઊંડા યોગ આધ્યાત્મિક ચિંતનના ચમકારાઓનાં દર્શન થશે. એ પાવનના બેનમૂન છે. સત્સંગ પ્રેમીઓ માટે એ પત્રોનું વાચન અનિવાર્ય છે. પ્રત્યેક જિજ્ઞાસુને એ શ્રેયમાર્ગનું પાથેય થઈ પડશે.

☞ બધાંય પુસ્તકો મોકલવાનો ખર્ચ અલગ જાણવો. ☜

પ્રાપ્તિસ્થાન :

| | | |
|---|---|---|
| **શ્રી. નલિન મ. ભટ્ટ** | | **શ્રી. નલિન મ. ભટ્ટ** |
| C/o શંકર આર. પી. શાહ | અગર | એસ ટી કૉલેજ હૉસ્ટેલ, રૂમ નં. ૨ |
| સ્ટેશનરોડ, | | [illegible]રોડ, |
| | | ધોબીતળાવ |
| વાપી. | | મુંબઈ-૧. |

મુદ્રક : લલ્લુભાઈ ભ. પરમાર. નટવર પ્રિન્ટિંગ પ્રેસ, સ્ટેશનરોડ–બીલીમોરા
પ્રકાશક : નલિન મ. ભટ્ટ, તંત્રી : "ગીતાબંધુ" એસ. ટી. કૉલેજ હૉસ્ટેલ, રૂમ નં. ૨
[illegible]રોડ, ધોબીતળાવ મુંબઈ-૧.